# ભાવનગરનીતિભાનૂદયસભા*



॥ नीतिरेव सद्धर्मः ॥

દોહરો.

નીતિ પંકજ ફૂલશે, ફળશે સુકૃત સર્વ;
નીતિ ભાનૂદયથકી, ટળશે અનીતિ ગર્વ.



# विचार माळा*

અંક ૬ ઠો.    સંવત ૧૯૩૮    કિમત ૭ પૈસા.

* પ્રકટ કર્તા ભાવનગર નીતિ ભાનૂદય સભા.



१७७४

# जनस्वभाव (CHARACTER)

## ईश्वरस्तुति.

### सार्दूलविक्रीडितवृत्तम्.

वेदान्तेषुयमाहुरेकपुरुषंव्याप्यास्थितंरोदसी ।
यस्मिन्नीश्वरइत्यनन्यविषयःशब्दोयथार्थाक्षरः ॥
अन्तर्यश्चमुमुक्षुभिर्नियमितप्राणादिभिर्मृग्यते ।
सस्थाणुःस्थिरभक्तियोगसुलभोनिःश्रेयसायास्तुवः ॥१
यंब्रह्मावरुणेंद्ररुद्रमरुतःस्तुन्वंतिदिव्यैःस्तवैः
वेदैसांगपदक्रमोपनिषदैर्गायंतियंसामगाः ॥
ध्यानावस्थिततद्गतेनमनसापश्यंतियंयोगिनः ।
यस्यान्तंनविदुःसुरासुरगणादेवायतस्मैनमः ॥२॥

( ભાવાર્થ. )

જેને એક પુરૂષ યોગિ કથતા વેદાન્તમાં વ્યાપક જે,
જેને ઈશ્વર નામ યોગ્ય દિસતું, બીજો ન કો યોગ્ય છે;
મુમુક્ષુ+ વળિ શોધતા મન ધરી *પ્રાણાદિને રોધતાં,

---

+ મોક્ષ—મુક્તિ ઇચ્છનાર. *પંચ પ્રાણ—પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન, સમાન.

૧૧૭૯૭૪



તે આદિ દેવ, ભક્તપ્રાપ્ત પ્રભુજી! સુખો ભરો સર્વનાં! ૧
જે બ્રહ્મા વરૂણેંદ્ર રૂદ્ર પવને પૂજાય છે ધ્યાનથી,
સ્તુતિ જેની ધર્મશાસ્ત્ર શ્રુતિથી, વિપ્રો વદે ગાનથી;
યોગી ધ્યાન ધરી વળી નિરખતા તલ્લિન રૂપે સદા,
જેના પાર ન પામતા સુરવરો—વંદુ પ્રભુ! સર્વદા; ૨

॥ श्लोक. ॥

सत्वंरजस्तमइति गुणाःप्रकृतिसंभवाः
निबध्नन्तिमहाबाहो देहेदेहिनमव्ययम ॥३॥

સત્વરજને તમો ગુણ, માયા સાથે મુળ થયા,
બાંધે છે તે મહાબાહુ!* સંતાને પણ સર્વદા. ૩

પરિબ્રહ્મ, પરમેશ્વર, જેને વેદાન્તિઓએ ગાયાના અભાવથી અભાવ[૧] અને માયાના ભાવથી ભાવ્ય, અર્થાત્ આસ્થુલ અને પ્રાકૃતિક[૨] માયાથી વ્યતિરિક્ત,[૩] ઇંદ્રિયાતીત,[૪] અગોચર અને અતકર્ય વર્ણવી, વેદાન્તનો સિદ્ધાંત પ્રકટ કર્યો છે, વળી મહા મુનિઓએ જેને સૂક્ષ્મ દ્રષ્ટિથી વિચાર શકિતનું મંથન કરી "કાર્ય કર્તા" ન્યાય બુદ્ધિથી મા-

* મોટા હાથ વાળો.

૧ નહીંપણું જેને છે તે. ૨ નજરે દેખાય છે- સ્પર્શ થાય તેવી. ૩ ભિન્ન-અપર. ૪ ઇંદ્રીઓ જાણીશકે નહીં તેવા.

થાના પ્રકટત્વમાં સાક્ષિરૂપ; ચૈતન્ય શકિતમાં અંશરૂપ; અખિલ ચરાચરાત્મક[5]વસ્તુમાં વ્યાપ્ત, અને અખિલ બ્રહ્માંડના કર્તા, નિયંતા, તથા હર્તારૂપે વર્ણવી અદ્ભૂત શકિતનું અદ્ભૂત સ્વરૂપ દર્શાવ્યું છે; તેમજ રસાલંકાર રૂપી મધુથી લિપ્ત[6] થએલી વાણીવાળા વિદ્વાનરૂપી ભ્રમરોએ સર્વશાસ્ત્રરૂપી પુષ્પો માંથી તત્વ એકત્ર કરી સ્વશકિતના પ્રભાવથી મધપૂડારૂપી રસાલંકારપૂર્ણ પુસ્તકોમાં ભિન્ન ભિન્ન લીલાથી જેના ભિન્ન ભિન્ન ગુણોનું વર્ણન કર્યું છે; તેવા એક પણ અનેકરૂપે ભાસતા આદિહેતુ ઇશ્વરની વિચિક્ષણ લીલાથી, અકળ કૃતિથી, ગહન ગતિથી, અને સમયે સમયે ઉત્પન્ન થતાં અનેક કાર્યોપરથી સહજ જ્ઞાન થાય છે કે આ સૃષ્ટિની વિચિત્ર રચનાજ મનુષ્યની બુદ્ધિને મોહમાં અને ભ્રમણામાં ભ્રમિત કરી સદસત્ પંથ નહીં સુજાડતાં ત્રિશંકુ પેઠે અધર લટકતી રાખી સંશયાભૂત[7] બનાવી દે છે. અનેક વૃક્ષોના સમુહથી અંધકાર પામેલા ઘાડા અરણ્યમાં બુદ્ધિવાન પુરૂષ પણ ગમે તેટલો પ્રયત્ન કરતાં છતાં સત્પંથ શોધી કાઢવામાં નિષ્ફળતા, આશાભંગ, અને ઉદ્વેગતા પ્રાપ્ત કરે છે; તેવીજ રીતે મોહિનીથી ભરપૂર જગતમાં જન્મ પામી દેહવાન પ્રાણી સત્પંથ

---

૫ ચર અને અચરપણું જેમાં છે તે. ૬ ખરડાએલી.
૭ સંશય ભરેલું.

પ્રાપ્ત કરવાની પૂર્ણ ઉત્કંઠાથી પરિશ્રમ કરવા છતાં પણ ક્ષા- ક્ષયો અને નાના પ્રકારના વિઘ્નોથી પરિણામે પશ્ચાત્તાપ, નિષ્ફળતા, આશા ભંગ, અને ઉદ્વેગતાજ પ્રાપ્ત કરે છે. શ્રી ભગવાન અર્જુન પ્રતિ વદે છે કેઃ—

## श्लोक.

ईश्वरःसर्वभूतानां हृद्देशेऽर्जुनतिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ४ ॥

ઇશ્વર સર્વ પ્રાણીના, ચિત્તે અર્જુન! વ્યાપ્ત છે;
ભમાવે સર્વ પ્રાણીને, માયા ચક્રે ચડેલ જે. ૪

યથાર્થ છે; માયારૂપી ચક્ર સર્વદા સર્વથા ગતિમાનજ હોય છે; અને સર્વ ચરાચરાત્મક વસ્તુઓ ચક્રારુઢ[1] હોવાથી ક્રમ પૂર્વક ગતિ અવશ્ય ભોગવે છે; ઉત્તમ, મધ્યમ અને અધમ એવી ત્રિવિધ અવસ્થા ઉદય, મધ્યાન્હ અને અસ્તરૂપે હોવાથી સર્વ પ્રકાશક સૂર્યને પણ ભોગવવી પડે છે; ઉત્પત્તિ, સ્થિતિ, અને લય એ અખિલ સૃષ્ટિને ક્રમવશાત પ્રાપ્ત થાય છેજ; ત્યારે તૃણવત્ પામર પ્રાણીને એ ત્રિવિધ અવસ્થા અનુભવવાનો અવસર આવે એ આશ્ચર્યકારક નથીજ. એ ત્રિવિધ અવસ્થા સ્વકર્મબીજ દેહરૂપી વૃક્ષના ફળરૂપે પ્રાપ્ત થાય

1 ચક્ર ઉપર ચઢેલી.

છે. મધુર ફળ પામવાને, ઉત્તમ બીજ, ઉત્તમ ક્ષેત્ર, ઉત્તમ સાધનો, અને ઉત્તમ પ્રકારનો પરિશ્રમ આવશ્યક છે; તે પ્રમાણે દેહરૂપી વૃક્ષનાં પણ ઉત્તમ ફળ પામવાને ઉત્તમ જન્મ ઉત્તમ વિચાર, ઉત્તમ સંગત, અને ઉત્તમ પ્રયત્ન વિશેષ અગત્યતા ધરાવે છે. એ સર્વે સાધન સંચિત[1], પ્રારબ્ધ[2] અને ક્રિયમાણ[3] ઉપર આધાર રાખે છે; અર્થાત એ સર્વે ઉપરના સાધનાધાર[4] પદાર્થનો પર્યાય[5] શબ્દ કર્મવડેજ પ્રાપ્ત કરી શકાય છે. ભૂત અને વર્તમાન કર્મ ઉપરથીજ ભવિષ્ય સ્થિતિનું બંધારણ બંધાય છે. વિદ્વાન ભર્તુહરિ પણ શું કહે છે?

## श्लोक.

कर्मायत्तंफलंपुंसां बुद्धिःकर्मानुसारिणी ।
तथापि सुधियाभाव्यं सुविचार्यैवकुर्वता ॥ ५ ॥

કર્મતુલ્ય ફળો પામે; બુદ્ધિકર્મો અનુસરે;
તે છતાં બુદ્ધિવાનો સૌ વિચારી કર્મ આદરે. ૫

આ જગતમાં આપણે કોઇ મનુષ્યને મનુષ્યના વિશેષ સમૂહ ઉપર સત્તા ભોગવતા, સુખપાલાદિ શૈય્યામાં શયન

---

૧ પૂર્વે જન્મમાં એકઠું કરેલું. ૨ આરંભથી થએલું. ૩ ક્રિયાથી થએલું. ૪ સાધન ઉપર આધાર રાખતા. ૫ તેના જેવોજ સમાન.

કરતા અને સહસ્ત્ર સેવકોથી સેવાતા, કોઇને વિદ્યાભ્યાસમાં અહોનિશકાળ નિર્ગમન કરતા, મહા પંડિતના ગુંથેલા ગ્રંથનુ જ અમૃતપાન કરતા તેમજ પોતે પણ પોતાની અદ્ભુત શક્તિથી બોધક, રસિક અને લોકપ્રિય ગ્રંથો રચી પોતાનાં નામ અમર કરતા, કોઇને અન્ન માટે ટળવળતા, રોગના પ્રહારથી રિબાતા, મહા મહા મહેનતે પણ ઉદર પોષણમાં કડાકડી ભોગવતા, અર્થાત્ રોગનું જાણે રૂપજ હોયની? શોકનો શું સાગરજ હોયની? પરિતાપનું જાણે પુરજ હોયની? બંધનનું જાણે બાળકજ હોયની? વ્યસનનું જાણે વેશ્મજ[1] હોયની? તેવા નિરખીયે છઇએ,— તે સર્વનું મુળ કારણ ગંભિર વિચારથી સોધી કાઢતાં સ્પષ્ટ માલમ પડે છે કે, એ સર્વ સ્વકર્મથી વાવેલાં બીજનાં ફળ માત્ર છે. સત્કર્મનાં મધુર અને દુષ્કર્મનાં કટુ ફળ પ્રાપ્ત થાય તેતો સ્વાભાવિક છે. યદ્યપિ બુદ્ધિજ કર્મને અનુસારી થઇ પડે છે ત્યારે કર્મની ઉત્પત્તિ કોની ઉપર આધાર રાખે તે મુખ્ય પ્રશ્ન થઇ પડે. નિયંતા ઇશ્વર તો માયાથી ભિન્ન છે, માત્ર નિયંતૃત્વ[2] માયાબુદ્ધિથી જોતાંજ તેને પ્રાપ્ત થાય છે, અને કદાપિ ઇશ્વરનેજ કર્મની ઉત્પત્તિનો પ્રેરક કહીએ તો મનુષ્યના કર્મની તમામ જવાબદારી તેને શિર આવી પડે; તેમજ મનુષ્ય નિર્દોષ

૧ સ્થાન-ઘર. ૨ નિયંતાપણું.

ઠરે મનુષ્ય નિર્દોષ છતાં સર્વની સામાન્ય સ્થિતિ નહોય તો ઇશ્વ-રના ઐશ્વર્યને દુષણ લાગે; ઐશ્વર્યને જેટલું દુષણ તેટલી તેમાં ન્યુનતા માનવી પડે; કિંતુ નિયમિત ક્રમમાં નિયમિત પ્રકાશથી અને નિયમિત કાળમાં ફરતા ગ્રહ, ઉપગ્રહો; બીજમાંથી વૃક્ષ, વૃક્ષમાંથી ફળ; અને ફળમાંથી પુનઃ બીજ—એ સર્વ નિરંતર નિયમો; **जायते, अस्ति, वर्धते, परिणमते, अपक्षियते, नश्यते**† એ છ અનિવાર્ય[1] દૃઢ અને શાશ્વત સ્થિતિઓ; અંડજમાંથી અંડજ,[2] ઉદ્ભિજમાંથી ઉદ્ભિજ, સ્વેદજમાંથી[3] સ્વેદજ અને જરાયુમાંથી[4] જરાયુ એ કૃતિમાંથી રેખા માત્ર પણ ચલિત ન થતી ગતિઓ; દિવસ પશ્ચાત નિશા અને નિશા પશ્ચાત દિવસ; વળિ ક્રમ પૂર્વક હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, અને શરદ– એ રૂતુઓ– આદિ સહસ્ત્ર અને લક્ષ વર્ષથી ચાલી આવતી કૃતિઓનો કર્તા, કે નિયંતા ન્યુનતાવાન હોય તો નિઃસંશય પ્રાણાધાર સૂર્ય સ્વછંદે વર્તિ બ્રહ્માંડમાં ઉથલ પાથલ કરી નાંખે, શિતરશ્મીભગવાન[5] સ્વેચ્છા પૂર્વક શિતળતા વિસ્તારે,

† ઉત્પન્ન થાય છે, છે, વધે છે. પરિણામ પામે છે, ક્ષય પામે છે અને નાશ પામે છે.

૧ અટકાવી ન શકાય તેવી. ૨ પક્ષી. ૩ ઝાડ પાન. ૪ મનુષ્ય પ્રાણિ. ૫ ચંદ્રમા.

તરંગોથી કલ્લોલ કરતો સાગર મર્યાદા મુકી પૃથ્વી ઉપર ફરી વળે, અદ્ધર લટકેલા ગ્રહ ઉપગ્રહો પરસ્પર અપડાઇ ટુટી પડે, અને એમ થવાથી બ્રંહ્માંડ રસાતાળ જાય, જેથી મહાકાળ લયઅવસ્થામાં સર્વદા નિદ્રાધિન થઇ પડી રહે.

If this fail
The pillared firmament is rottenness
And earth's base built on stubble. MILTON.

જો એમ ના હોય તો (અર્થાત્ જો ઇશ્વરમાં ઐશ્વર્ય સંપૂર્ણ ન હોય તો) સ્તંભ ઉપર રહેલું અવકાશ ક્ષય પામે અને પૃથ્વીનો પાયો તૃણ ઉપર બાંધેલો છે એમ માનવું પડે. પ્રખ્યાત કવીશ્વર મિલ્ટનનો આ વિચાર સૂક્ષ્મ દ્રષ્ટિથી અને અગાધજ્ઞાનથી ઘડાયલો છે, ઇશ્વરમાં સંપૂર્ણતા છેજ, અને તે સંપૂર્ણતાને કલંક લગાડવું તે કેવળ હાસ્યાસ્પદ[1] અને મૂર્ખતાજનક વિચાર થઇ પડે. તે સર્વ શક્તિવાન સંપૂર્ણ પરમેશ્વર અખિલ જગતમાં વ્યાપ્ત છતાં પોતે તેથી અપરબુદ્ધિવડે વિમુકત રહી, સદસત્રૂપી મોહચક્રમાં (Labyrinth) ભૂતમાત્રને ભ્રમિત કરી, જ્યોતિ બિંબરૂપી શાશ્વત્ પ્રકાશથી પ્રકાશમાન થઇ પરમાનંદ સ્વરૂપે રાચેછે. શ્રી ભગવાન શંકરાચાર્યે વિવેકચૂડામણિ-નામના ગ્રંથમાં કહે છે કે—

---

1 હસવા લાયક.

## श्लोक.

**यस्यसान्निधिमात्रेण देहेन्द्रियमनोधियः,**
**विषयेषुस्वकीयेषु वर्तन्तेप्रेरिताइव॥ ६ ॥**

જેની સાક્ષિ થકી સર્વે દેહાદિ મન બુદ્ધિઓ;
પ્રેરાઈને સ્વકાર્યોમાં, વર્તે નિશ્ચય જાણજો. ૬

શરીર, ઈંદ્રિય, મન તથા બુદ્ધિ માત્ર ઈશ્વરના સાક્ષિત્વથી ચૈતન્ય પામી ઈશ્વરની કંઈ પણ પ્રેરણા વિના પોત પોતાના વિષયમાં પ્રવર્ત્ત રહે છે. નથી તે ઈશ્વર આપણને સત્માં પ્રેરતો કે નથી તે ઈશ્વર આપણને અસતમાં ભમાવતો; નથી તે ઈશ્વર આપણને સુતર્કમાં વિરાજમાન કરતો કે નથી તે ઈશ્વર આપણને કુતર્કથી ભ્રષ્ટ કરતો; નથી તે ઈશ્વર આપણને શમ, દમ, દયા, ઔદાર્ય. સૌશિલ્ય, સારલ્ય,[1] શૌર્ય, ધૈર્ય, ક્ષમા તિતિક્ષા,[2] અને સમાન દ્રષ્ટિ આદિ ઉત્તમ ગુણ રત્નોનો સંગ્રહ કરાવતો કે નથી તે ઈશ્વર આપણને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ મત્સર અને માનાદિ દુર્ગુણો સાથે દૃઢ મિત્રતા બંધાવતો; નથી તેઈશ્વર આપણને સુખસાગરમાં કલ્લોલ કરાવતો કે નથી તે ઈશ્વર આપણને દુખ ડુંગરમાં ડાબી નાંખતો; નથી તે ઈશ્વર આપણને ઉરસના સંપાદ-

---

૧ સાદાઈ. ૨ સહન કરવાપણું.

નાર્યે યોગ્ય કરતો કે નથી તે ઇશ્વર આપણને નીચના પ્રાપ્ત થવા કારણભૂત થતો; યદ્યપિ એ સર્વેનું આરોપણ ઇશ્વરમાં બુદ્ધિવાન પુરૂષો કરે છે, તથાપિ એમાંની કંઇ પણ વસ્તુ સંપાદન કરવા મનુષ્ય પોતે, સ્વબુદ્ધિથી, સ્વકર્મથી. અને સ્વશક્તિથી પ્રાપ્ત કરી શકે તેવી સત્તા ઇશ્વરે સર્વેનાં પ્રેરેલી છે. સૂર્યોદયાસ્તના નિયમનું કારણ સૂર્ય પરિક્રમણ* છે એ પ્રમાણે સૂર્યમાં આરોપણ થાય. પરંતુ સૂર્ય પરિક્રમણ નહી છતાં માત્ર પૃથ્વિપરિક્રમણથીજ સૂર્યોદયાસ્ત નિયમ સિદ્ધ થાય છે; તેજ પ્રમાણે મનુષ્યના હર્ષ-શોક સુખ દુઃખ-નું કારણ માત્ર મનુષ્ય પોતે એટલે સ્વકર્મ; અને સ્વકર્મ સ્વભાવ ઉપર પૂર્ણ રીતે આધાર રાખે છે. અધ્યાત્મ રામાયણ માં હનુમાનને જ્ઞાન આપતાં સતી સીતા પ્રકૃતિ ( માયા ) રૂપ ધારણ કરી કહે છે કે—

## શ્લોક.

**एवमादीनिकर्माणि मयैवचरितान्यपि,**
**आरोपयंतिरामेस्मिन्निर्विकारेखिलात्मनि ॥ ७ ॥**

એ પ્રમાણે બધાં કર્મો માગથી સરજનય છે.
આરોપાયે પ્રભુમાં, જે નિર્વિકાર સર્વત્ર છે. ૭

---

* Rotation (ફરવું)

અર્થાત આ સર્વ કૃતિના કારણભૂત માત્ર ઇશ્વર સમજાય છે. પરંતુ કર્તા હર્તા પ્રકૃતિજ છે, જે સર્વથા સ્વભાવ ઉપર આધાર રાખે છે. પાપ કે પુણ્ય, નિચતા કે ઉચ્ચતા, દુઃખ કે સુખ–એ સર્વની ઉત્પત્તિ મનુષ્ય માત્રના આ જન્મના કે પૂર્વે જન્મના દુષ્કર્મ કે સત્કર્મ—વળી દુષ્કર્મ કે સત્કર્મ માત્ર સ્વ બુદ્ધિ કે સ્વભાવ ઉપરજ આધાર રાખે છે તે સ્પષ્ટ સિદ્ધ થાય છે. હાથ પગ જોડી આળસમાં બેશી રહેતાં કોઇ પણ રીતે ઉચ્ચ સ્થિતિને યોગ્ય થવાતું નથી તેમજ યોગ્ય વિદ્યાશ્રય ધારણ કરી, પ્રમાણીકપણાથી સ્વધર્મમાં પ્રવર્ત્ત રહી ઉદ્યમ કર્યાથી ઉચ્ચતા પ્રાપ્ત થયા વિના રહેતી નથી; સદ્‌ગુણ, સત્સંગ અને સંતોષાદિથી અલંકૃત થયેલા સ્થિરચિત્તવાળા પુરૂષથી સુખ દૂર થતું નથી, તેમજ દુર્ગુણ દુષ્કર્મ અને અસંતોષથી ભૃષ્ટ થયેલા પુરૂષને દુખનાં દર્શન થયા વિના રહેતાં નથી. કદાપિ અપ્રમાણિક, અસત્યવાદી અને દુરાચરણી લોકો કોઇ સમયે આ સંસારમાં જય પામી અમુક પ્રાકૃતિક સુખ ભોગવે; તથાપિ તેવાં મનુષ્યો અન્ત સમયે આ જન્મમાં કે અન્ય જન્મમાં પણ આત્માપરાધની શિક્ષાથી મુકત થતાં નથી. જો એમ ન થાય તો બાલ્યાવસ્થાથીજ આધિ, વ્યાધિ ઉપાધિથી પીડા પામતું કોઇ બાળ, કયા અપરાધથી,

કયા કર્મથી અથવા કયા પાપથી શિક્ષાધિન થઇ પડે છે ? પ્રથમ તો આ જગતજ દુઃખરૂપ છે; બાલ્યાવસ્થામાં અશક્તિનું દુઃખ; કિશોર વયમાં વિદ્યાસંપાદન, અને ત્યાર પછી ધનસંગ્રહની કુતુહલા[1]નું દુઃખ; ગ્રહસ્થાશ્રમમાં સ્નેહી સંબંધિ કે મિત્રાદિ વિષયનું દુઃખ; પ્રતિષ્ઠા તથા અધિકાર તેમજ કનક, કાન્તા, અને કીર્તિ પ્રાપ્ત કરવાની આકાંક્ષાથી થતું દુઃખ; વળી ઉચ્ચતા પામવાનો યત્ન કરવા છતાં તેમાં નિષ્ફળ પામવાથી થતું દુઃખ; વૃદ્ધાવસ્થાએ નિરાધારપણાનું તથા જીવિત પર્યંત કરેલા પાપના પશ્ચાત્તાપથી થતું દુઃખ; કલ્યાણ કરવાની ઉત્કંઠા નિવારણ ન થઇ શકવાનું દુઃખ; અને અન્તે મૃત્યુનું મહા ખેદકારક દુઃખ; અખિલ જીવનમાં વળી આધિ વ્યાધિ તથા ઉપાધિનું અત્યંત દુઃખ; વિગેરે વિગેરે આવા દુઃખરૂપ જગતમાં જન્મ પામવો તેજ મહા દુઃખ સિદ્ધ થાય છે. એમ છે ત્યારે ઐહિક[1] સુખ માટે ગમે તેટલાં પ્રયત્ન કરો, ગમે તો સ્વશક્તિથી પાતાળમાં જવાની હિંમત ધરો કે, ગમે તો ખમંડળના[2] તારાઓમાં વિમાન માર્ગે ભ્રમણ કરો, ગમે તો રત્નાકરને એક બિંદુમાં આચમન કરો કે, ગમે તો મેરૂ પર્વતને કનિષ્ઠ અંગુલીથી અ-

---

૧ અતિ આતુરતા.

૧ આ લોકના. ૨ આકાશ મંડળ.

દુર તાણો; તોપણ સત્ય સુખનો તો આભાસ માત્ર થવાનો. આ સર્વનું શું કારણ છે? આ સર્વનું કારણ આત્માપરાધ અથવા સ્વકર્મજ છે. વિદ્વાન વિદુર વદે છે કે—

**श्लोक.**

**रोगशोकपरिताप बन्धनव्यसनानिच ।**
**आत्मा पराधवृक्षाणां फलान्येतानिदेहिनाम् ॥ ८ ॥**

રોગ શોક પરિતાપ બંધન આદિ દુઃખ જે,
આત્માપરાધ વૃક્ષોનાં પ્રાણીઓ ફળ ભોગવે. ૮

લુચ્ચાઓ લુચ્ચાઇથી, પ્રપંચીઓ પ્રપંચથી, ચોરી કરનારા ચોરીથી, દગાખોરો દગાથી, કપટીઓ કપટથી, જુલુમીઓ જુલુમથી, લાંચીઆઓ લાંચથી, વ્યભિચારીઓ વ્યભિચારથી, અહંકારીઓ અહંકારથી, અને ઇર્ષ્યાળુઓ ઇર્ષ્યાથી જગતમાં ફાવી જતા જોઇને અનેક મનુષ્યો તેનો દાખલો લઇ તેવાં નીચ કર્મથી લલચાઇ જઇ મોહબુદ્ધિથી તેની તરફ આકર્ષાય છે; સન્તપુરૂષો પણ સત્યતા તજી દે છે; મહા મુનિઓનું મૌન્ય નષ્ટ થાય છે; પ્રમાણિકો નિરાશામાં નિમગ્ન થઇ અન્તે પ્રમાણીકતાનો પરિત્યાગ કરે છે; મોટા મોટા નીતિવાનો પોતાની નીતિનો નાશ કરે છે; એક પતિવ્રત ધારણ કરનારા પણ મહા મોહમાં લપટાઇ જઇ ઇં-

દ્રિયોને અવળે માર્ગે દોરે છે, કિંબહુના! † જેઓના ઉપર સ-
હસ્ત્ર અને લક્ષ મનુષ્યોના સુખ દુઃખનો આધાર છે; જેના
વડે અનેક મનુષ્યો પોતાનું અને પોતાના કુટુંબનું પા-
ળણ કરે છે, જેના એક શબ્દથીજ મોટા મોટા સહસ્રહસ્રો
ની સહસ્રહસ્રશાહ, વિદ્વાનોની વિદ્વતા, અને કીર્તિવાનની કી-
ર્તિ સતેજ કે નિસ્તેજ થાય છે, તેવા મહા પુરૂષો પણ સ્વ-
ધર્મમાં ચલિત થઈ અવાચ્ય[1] વદે છે, અનાચર્ય આચરે છે,
અકાર્ય કરે છે, અને અધાર્ય ધારણ કરે છે. તેથીજ સંસાર
દુઃખમિશ્ર થઈ પડયો છે, તેથીજ રોગ પૃથ્વિ ઉપર રેલા-
યો છે, તેથીજ શોક રૂપી સાગરે મર્યાદા મુકી છે, તેથીજ
પરિતાપ સર્વેને તાપી નાખે છે, તેથીજ બંધનરૂપી બેડીથી
સર્વ બંધાયા છે, વ્યસનરૂપી વ્યાલથી[2] સર્વ વ્યાકુળ થયા છે;
અને અન્ત પર્યંત થયાં કરશે એમાં કંઈ પણ સંદેહ રહી
શકતો નથી. આજ કારણથી સુખપાલાદિમાં વિરાજતા, સે-
વક સમુહથી સેવાતા, કોટકાવધિ ધનના ધનપતિઓ, દાસ
દાસીઓ સહ વર્તમાન, છત્રધારી, અનેક શોભાયમાન નગર
અને ક્ષગદ્રુપ નવ યોજન વસુધાના વસુધા પતિઓ, મહા
મહા યત્નથી ભૂગોળ, ભુસ્તર, ખગોળ, ભુમાન, યાંત્રિક, શિ-
લ્પ, અને વૈદક વિદ્યાથી તેજસ્વી મુખમુદ્રાવાન વિદ્વાનો પણ

---

† વધારે શું કહેવું. ૧ નહી બોલવા યોગ્ય. ૨ સર્પ.

અનેક પ્રકારની દુઃખામાં દબાતા અને તેમાંથી મુક્ત થવાને વળખાં મારતા નિરખવામાં આવે છે, તેમજ આજ કારણ થી ઈશ્વરથી સમાન ગણાતા ઉભય પુરૂષોમાં એક પુરૂષ સ્વાદિષ્ઠ અન્નામતમાં રચી પચી રહેતા અને અન્ય તેના ગૃહદ્વારનિકટ દીન વાણીથી ક્ષુધાની પીડામાં ગળગળીત થતો નિહાળવામાં આવે છે; આજ કારણથી એક હૃષ્ટ પુષ્ટ[1] અને નિરોગી અને અન્ય વ્યાધીથી શૈય્યાનું સેવન કરતા દ્રષ્ટિએ પડે છે. નથી ઈશ્વર અન્યાયી કે નથી ઈશ્વર અવિચારી કે જેથી પોતે સર્વને સત્કર્મ કે દુષ્કર્મપ્રેરકભૂત થઈ પડી પોતેજ તેઓને શિક્ષાધિન કરી મુકે; એતો મનુષ્ય પોતેજ પોતાના હર્ષ શોકનું, આધિ વ્યાધિનું અથવા સુખદુઃખનું કારણ થઈ પડે છે; કેમકે—

She, Good Cateress
Means her provision only to the good,
That live according to her sober laws,
And holy dictate of her spare temperance,
If Every Justman, that pines with want
Had but a moderate and beseeming share
Of that which lewdly pampered luxury
Now heaps upon some few with vast excess,

---

1 માતેલો.

Nature's full blessings would be well dispensed
In unsuperfluous even proportion,
And she no whit incumbered with the store.
Milton's Comns.

અહા! આ ઉત્તમોત્તમ વિચારની તુલના કોણ કરી શકે તેમ છે! કવિનો પ્રત્યેક શબ્દ તત્વ વિચારથીજ ભરેલો છે, તે કુદરતને ઇશ્વરનું રૂપ આપી કહે છે;—કુદરત જે કે રક્ષક રૂપ છે, તે એવું ઇચ્છે છે કે જે સન્ત પુરૂષો તેના પ્રજ્ઞ નિયમ પ્રમાણે ચાલે છે અને જેઓ તેના શ્રેષ્ઠ નિયમિતપણાની આજ્ઞાનુસાર વર્તે છે તેઓનેજ સર્વ સાધન પ્રાપ્ત થાય; નીચતાથી પુષ્ટ થયેલા વૈભવવાન પુરૂષોમાં જે પુષ્કળ દ્રવ્ય વેંહેંચાઇ ગયું છે, તે દ્રવ્ય જો ન્યૂનતાથી રીબાતા પ્રત્યેક પ્રમાણિક પુરૂષોમાં સરખી રીતે વેંહેંચાય તો ઇશ્વરી સુખ પણ સર્વમાં સરખી રીતે વેંહેંચાય અને સૃષ્ટિ પુષ્કળતાનો ભાર પામે નહી. સત્ય છે, જ્યારે જન મંડળમાં સત્યાનુસારીઓનો સમુહ દૃઢ બની વિલિક્ષણ લાલચથી નહી લલચાતાં સ્વધર્મમાં તત્પર રહેશે, જ્યારે દુઃખ એ પાપનીજ શિક્ષા છે, એ પ્રમાણે પોતાના અંતઃકરણમાં ઠસાવી નિર્મળ થશે, જ્યારે અપરાધીઓને શાસન કરવા ન્યાયસભાઓની આવશ્યકતા નહી રહેતાં દ્રવ્યોપાર્જન ઉદ્યમમાં પ્રત્યેક પુરૂષ પ્રયત્ન કરશે, જ્યારે સર્વનાં મન વચન અને ક્રિ[illegible]

અને મુકત થશે, ત્યારેજ સસાર સંસાર છતાં નિઃસાર પદ પામેલો સંસાર સસાર થઇ અર્થ યોજના ક્રમપૂર્વક ઘટાવવા શકિતમાન થશે. અને ત્યારેજ જે સ્વર્ગનાં કલ્પિત સુખ મનુષ્યની લાલસાને[૧] વ્યાકૂળ કરે છે, તેજ સુખ આજ સંસારમાં પ્રત્યક્ષ દીઠામાં આવશે એમ નિઃશંક માની શકાય છે. જેમ નીચગામિની સરિતા પોતાના પ્રવાહમાં અચેતન અને જડ પદાર્થને ઘસડી જઇ મહાસાગરમાં અંતર્લીન થતાં અંતર્લીન કરે છે તેજ પ્રમાણે દુર્ગુણ પોતે નીચગામી હોવાથી દુખાબ્ધિમાં ગળકાં ખાતાં તેને રુઢ[૧] કરી રહેલાં મનુષ્યોને પણ ગળકાં ખવરાવે છે; કિંતુ તારણ શકિતથી તીવ્ર પુરૂષો નદીના વેગને અટકાવી કંઠપ્રદેશ પ્રાપ્ત કરી નિર્મળ સુખમાં રમણ કરે છે; તેમ સદગુણ શકિતથી ચંચળ મનોવૃત્તિવાન પુરૂષ સ્વસામર્થ્યથી દુર્ગુણની લાલચો અટકાવી પરમાનંદમાં નિમગ્ન થાય છે, અને તેજ પુરૂષ પુરૂષાર્થ પામે છે. વળી દુર્ગુણોત્પાદક દુષ્કર્મથીજ મનુષ્યની ચિતવૃત્તિ, મનુષ્યની બુદ્ધિ, મનુષ્યનુ અંતઃકરણ, મનુષ્યના વિચારો મલીન થઇ તેના ધારનારને મલીનતા તરફ ઘસડી જાય છે; પરંતુ સત્કર્મ મનુષ્યના મનકમળને પ્રફુલ્લિત કરાવે છે, સુ-

---

૧ મનની ઇચ્છા.

૧ તેને ધારણ કરી રહેલા.

તર્કભ્રમરને ગુંજાર કરાવે છે અને સદ્વિચાર રૂપી મિષ્ટ મધનું મંથન કરે છે. ॥ चितस्यशुद्धयेकर्म ॥ ( ચિત્તની શુદ્ધિ અર્થેજ કર્મ છે. ) એ ઉત્તમ સિદ્ધાંત આપો આપ દર્શાવી આપે છે કે, આનંત્ય[2] પ્રાપ્ત કરવા સુકર્મ અવશ્ય કરવાં જોઇએ. કેમકે ચિત્ત શુદ્ધિ વિના યથાર્થ જ્ઞાન થતું નથી અને યથાર્થ જ્ઞાન વિના આનંત્ય પ્રાપ્ત થતું નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સુકર્મ એજ જ્ઞાનદાયક, સુખદાયક અને મોક્ષદાયક છે; આ સિદ્ધાંત સંપૂર્ણ રીતે ભર્તુહરિના મહાવાક્ય (बुद्धिःकर्मानुसारिणी) ને ટેકા રૂપ થઇ પડે છે, પરંતુ કર્મનું બંધારણ શાથી બંધાય છે? શું તે સ્વયંપ્રકાશી છે? અને સ્વયંપ્રકાશી છતાં સત્કર્મ અથવા દુષ્કર્મમાં વેહેંચાઇ શી રીતે જાય છે? નિષ્પક્ષપાતથી તપાસ કરતાં માલમ પડશે કે માત્ર પરમેશ્વર શિવાય બીજો કંઇ પણ પદાર્થ સ્વયંપ્રકાશી નથી, ત્યારે કર્મ ન હોય તેમાં સંશય શો? કર્મ મનુષ્યના સ્વભાવ ઉપર, અને મનુષ્યનો સ્વભાવ મુખ્યશ: સૃષ્ટિના બંધારણ ઉપર તથા સૃષ્ટિનું બંધારણ સત્વ, રજસ્ અને તમઆદિ ત્રિગુણાત્મિક ઇશ્વરી માયા ઉપર આધાર રાખે છે. પ્રાચિન તત્વ દર્શિઓ લખી ગયા છે

---

૨ અભ્યુદય. ઉચ્ચ સ્થિતિ.

કે અખિલ વિરાટ જેમાંથી ઉત્પંન થાય છે તેમાંજ પરિણામે પ્રલય પ્રસંગે લીન થાય છે તે વિરાટનું બંધારણ માત્ર ત્રિગુણાત્મિક માયાથી છે. ત્યારે જન સ્વભાવ તે ઉપર આધાર રાખે તેમાં વિસ્મય પામવા જેવું શું છે? સંસ્કૃતમાં એક એવું કથન છે કે ॥ शीलंहि सर्वस्य नरस्य भूषणम्॥ અર્થાત્ સ્વભાવ મનુષ્યનું અલંકાર છે, જે વિના મનુષ્યમાં માનુષ્યત્વ સિદ્ધ થતું નથી; મનુષ્યની આખી જીંદગી સૌશિલ્યથી શોભાયમાન થાય છે એટલુંજ નહીં પરંતુ તેથી ઉત્તરોત્તર સંવૃદ્ધિ પામી પરિણામે આ દુઃખાત્મક સંસારાબ્ધિમાંથી તરી જઇ જન્મ મરણનો ફેરો ટાળી શાશ્વત્ સુખમાં જ્યોતિર્બિંબ રૂપે મિશ્રિત થાય છે. લક્ષ્મિવાનોની લક્ષ્મિ, અધિકારીઓનો અધિકાર, વસુધાપતિની વસુધા, સત્તાવાનની સત્તા અને વિદ્વાનોની વિદ્વતા સૌશીલ્ય આગળ,-મણિ પાસે કાચજ હોયની જેમ! સૂર્ય પાસે જાણે ચંદ્રજ હોયની! અને કમળ આગળ જાણે કુમુદિની હોયની શું! તે પ્રમાણે— ઝંખવાણુંજ પડે છે. એક મહાનુભવી તત્વવેત્તા સ્માઇલ્સ નામક ઇંગ્રેજી ગ્રંથકાર લખે છે કે:—

There are many persons of whom it may be said that they have no other possession in the world but their character and yet they stand as

firmly upon it as any crowned King. Smiles.

અર્થ—"વિશ્વમાં એવા અનેક પુરૂષો છે કે જેઓને વિષે એમ કહેવાય છે કે તેઓ પાસે સૌશીલ્ય વિના અન્ય કાંઇ પણ મિલકત નથી, તેમ છતાં તેથી એક મુકુટધારી ભૂપતિસમાન વિરાજે છે. સ્માઇલ્સ."

આહા! સુશીલવૃત્તિની અધિક પ્રશંસા આ શિવાય બીજા કયા શબ્દોમાં કરી શકાશે? એમ પણ સ્પષ્ટ થઇ ચુકયું છે કે સુખ દુઃખ અથવા હર્ષ શોક કર્મો ઉપર, અને કર્મ સ્વભાવ અથવા સૌશીલ્ય ઉપર આધાર રાખે છે; ત્યારે તેની જેટલી અગત્યતા ગણીએ તેટલી ઓછી છે, અને તેની જે જે પ્રશંસા કરીએ તે તે સંપૂર્ણ નથીજ. સુશીલતા સ્થળે સ્થળે સ્નેહ સહિત સંપૂજ્ય[1] સ્વરૂપે સ્વિકારાય છે, અને તેનેજ સર્વ સદ્‌ગુણોનો સમૂહધારી સાદરભાવથી અનુકૃતિ[2] કરવા યોગ્ય ધારે છે. વિધામૃતના પ્રવાહથી રસાળ બુદ્ધિવાન કરતાં સારલ્ય શણગારથી શોભાયમાન અને શાંત સ્વરૂપી સુશીલ પુરૂષ પ્રિયતર થઇ પડે છે. કેમકે તેનાં વિચારથી વિરૂદ્ધ વલણે તેની વાણી વળતી નથી અને તેના કથન તથા ક્રિયા સહચારી[3] મધ—સુવર્ણ કળશમાં અમૃત

૧ સર્વેથી પૂજવા લાયક. ૨ નકલ કરવી તે. ૩ સાથે ચાલનારા.

ભર્યું હોયની જાણે !—તેમ તેજસ્વી લાગે છે. ભ્રમર પેઠે તેની ચંચળ ચિત્તવૃત્તિ ચંપેલીના રૌપથી મોહિત થઈ ભુલાવો ખાતી નથી કે પદ્મગંધથી બેભાન થઈ તેમાં રસની આશાથી બંધન પામતી નથી. આજ કારણથી સૌશીલ્યની પ્રભા પ્રશંસનીય અને અનુકાર્યયોગ્ય માનવામાં આવે છે. જયોર્જ હર્બર્ટ કહે છે કે—A hand ful of good life is worth a bushel of learning(કિંચિત સાધુતા અથાગ વિદ્યાની તુલના કરે છે)— આ પ્રમાણે સૌશીલ્ય સર્વમાં શિરોમણી થવાને પાત્ર છે એમ નિશ્ચય થાય છે.

પરંતુ સૌશીલ્યની ઉત્પત્તિ સૃષ્ટિ બંધારણ, બીજ અને બાહ્યાંતર સંગની અસરથીજ થાય છે. સૃષ્ટિનું બંધારણ અથવા સૃષ્ટિની ઉત્પત્તિ વિષે ભિન્ન ભિન્ન તત્વ દર્શીઓના ભિન્ન ભિન્ન મત છે. તેમાં માત્ર સૃષ્ટિ બંધારણ કેમ સ્ફુરણ પામે છે તે વિષે શ્રી ભગવાન્ શંકરાચાર્ય વિવેક ચૂડામણી નામના ગ્રંથમાં કપે છે કેઃ—

॥ श्लोक. ॥

अव्यक्तनाम्नी परमेशशक्ति
रनाद्यविद्या त्रिगुणात्मिकापरा ।
कार्यानुमेयासुधियैवमाया

यया जगत्सर्वमिदं प्रसूयते ॥ ९ ॥

અવ્યકત[१०] નામે પરમેશ શકિત
માયા, અનાદિ, નહિ જ્ઞાન રાખતી,
કાર્યાનુમેયા[२] ત્રિગુણા ન્હ્યા જ્યાં
જેથી બની સૃષ્ટિ અખિલ જોહ્યાં. ૯

પ્રથમ જ્યોતિર્મીખ સ્વરૂપી શ્રી પરબ્રહ્મ પરમેશ્વરના ઇક્ષણથી[3] અખિલ વિરાટ[4] પ્રકાશમાન થઇ, તેની ઇચ્છા વડે ત્રિગુણાત્મિક માયાના પ્રભાવથી ચરાચરાત્મક પદાર્થ ઉત્પન્ન થયા. પ્રથમ તો પંચમહાભૂત, અને તેના સંયોગવડે ઉદ્ભિજ, ઉદ્ભિજમાંથી સ્વેદજ, સ્વેદજમાંથી અંડજ અને અંડજમાંથી જરાયુ એમ ક્રમ પૂર્વક પ્રાણીઓ પ્રકાશ પામ્યાં. પ્રાણીઓના પ્રકાશથી જેમ જેમ અગત્યતા પડતી ગઇ તેમ તેમ અનેક નવ નવી યોજનાથી, પરસ્પરસ સંશ્રયથી, ઇતરેતર આધારથી, વ્યવહારીક કર્મ બંધાવા લાગ્યાં; અને ઉત્તરોત્તર સદ્વિચારથી સંવૃદ્ધિ[1] પામી પરિણામે આધુનિક સ્થિતિ પ્રાપ્ત થઇ. અર્વાચિન કાળમાં અવલોકન અને અનુભવથી સિદ્ધ કરી દઢતા પામેલા ખગોળ અને સિદ્ધ પ-

---

૧ અસ્પષ્ટ. ૨ કાર્યથી માપી શકાય તેવી.
૩ દષ્ટિ-ઇચ્છાદિ. ૪ વિશ્વ-જગત્.
૧ Progress ક્રમ પૂર્વક ચઢતી સ્થિતિ.

દાર્થ વિજ્ઞાનના જ્ઞાતાઓએ પણ પ્રકટ કર્યું છે કે પ્રથમ જ્યોતિર્બિંબ સવિતાના પરિક્રમણ સર્વ ગ્રહો વિભાગ પામી વાતાવસ્થામાં સવિતાની આસપાસ ક્રમણ કરવા લાગ્યા. વેળા વિતે ઉષ્ણતાની ન્યુનતાથી પ્રવાહ સ્વરૂપ પામી
ઉદ્ભિજ અને જળચર પ્રાણીઓ પેદા થવા લાગ્યાં. કાળાન્તરે પૃથ્વિના ગોળાનાંથી જેમ જેમ ઉષ્ણતાનું શોષણ થઇ નિર્જળ પ્રદેશ થતો ગયો તેમ તેમ અંડજ અને જરાયુ પ્રાણી આવિર્ભૂત[2] થઇ અહુણાની સ્થિતિ અનુભવવા લાગ્યા. વળી ગીતાન્તરે શ્રી કૃષ્ણનું વચન એ છે કેઃ—

## श्लोक.

ममयोनिर्महद्ब्रह्म, तस्मिन्गर्भंदधाम्यहम् ।
सम्भवःसर्व भुतानाम् ततो भवाति भारत ॥ १० ॥
सर्वयोनिषुकौन्तेय, मूर्तयः संभवन्तियाः ।
तासां ब्रह्ममहद्योनि रहंबीजप्रदःपिता ॥ ११ ॥

પ્રકૃતિ મુજ એ બ્રહ્મ, રોપું તેમાં ગર્ભ હું;
ઉત્પત્તિ સર્વ પ્રાણીની, થાયે તે થકી જાણતું. ૧૦
સર્વ જાતિ વિષે મૂર્તિ, ઉત્પન્ન થાય ભારત !

---

૨ પ્રકાશિત.

તેમાં બ્રહ્મ મહા જાતિ, પિતા હું છું બિજ પ્રદ.[1]   ૧૧

એ પ્રમાણે અનેક વિવિધ યોજનાથી વિરાટ ઉત્પત્તિ, બુદ્ધિતાર તમ્ય[2] પ્રમાણે તત્વવેત્તાઓએ કલ્પેલી છે, પરંતુ એટલું તો અનુમાન થાય છે કે વિશ્વોત્પત્તિમાં આકાશ તેજ આદી પંચમહાભૂતની પ્રથમ આવશ્યકતા છે. પ્રથમ વિવેચન પ્રમાણે ઇશ્વરની અનાદિ શકિત માયા જે ત્રિગુણથી પ્રાપ્ય-બળતા પામેલ છે, તે માયા વડે સૃષ્ટિ રચના રચી છે એમ વિચારકોએ પોતાનો વિચાર સ્ફુરિત કર્યો છે. જ્ઞાતા જ્ઞાન, અને જ્ઞેય મળી વિચારની સંભાવના થાય છે, અને તે સર્વેનું ઉત્પત્તિસ્થાન અંતઃકરણ તથા મન છે. હરકોઇ પદાર્થ દ્રષ્ટિએ પડવાથી તેને વિષે બાહ્યાવસ્થાથી જે વિકાર ઉત્પન્ન થાય છે તે જ્ઞેય; તેની ઘટના કરવામાં અંતઃકરણમાં જે લાગણી થાય છે તે જ્ઞાન; અને જેને જ્ઞાન તથા જ્ઞેયનું ભાન છે તે જ્ઞાતા કહેવાય છે. જ્ઞેયનાં બાહ્યાંતર ગુણોની તુલના કરતાં જે યથાર્થ લાગણી અંતઃકરણમાં ઠસે છે તેને જ્ઞાનીઓ યથાર્થ જ્ઞાન અથવા સત્વગુણ કહે છે; બાહ્યાંતર તુલના કરતાં બાહ્ય ચમત્કૃતિ ઉપર અધિક લક્ષ રહી અંતર્જ્ઞાન નિર્મૂળ થતાં જે ભાસના ભાસે છે, અને તેથી રાગદ્વેષાદિ ઉત્પન્ન થાય છે તેના પરિણામને રજોગુણ કહે છે; બાહ્યાં-

---

[1] બીજ રોપનાર. [2] થોડી વધતી બુદ્ધિ પ્રમાણે.

નરની તુલના કરતાં કેવળ વિપરીત બોધ થાય છે તેમજ જેથી બુદ્ધિ મોહમાં પડી અંતર્વૃત્તિ નિસ્તેજ થાય છે તેના પરિણામને તત્વદર્શીઓ ત્રણ ગુણ કહેછે. તે સત્વ, રજસ્ અને તમસ્‌માંથી માયા પ્રબળ પામી, આકાશ, વાયુ, તેજ, જળ, અને પૃથ્વિ આદિ પંચમહાભૂતના સંયોગાનુસારે સર્વે ચૈતન્યાત્મક[1] તત્વોને પ્રકાશીત કરે છે; અને તે ત્રિગુણમાં પ્રધાન ગુણથી પ્રેરિતતત્વો મનુષ્ય પાસે સ્વપ્રભાવ સમાન ક્રિયા- કર્મ કરાવે છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો જન સ્વભાવના બંધારણમાં મુખ્ય ઉપયોગ ધરાવનારાં થઇ પડે છે. સત્વાંશમાંથી પંચમહાભૂતના સંબંધથી અંતઃકરણ પંચક અને જ્ઞાનેંદ્રિય પંચક અવિર્ભાવ પામેછે; જેનાં અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, તેમજ શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિંહ્વા, અને ઘ્રાણ[2] એમ અનુક્રમે વિભાગ પડે છે. પ્રથમનાં પાંચ તત્વો અંતર્ભાવ દર્શક, અને બીજા પાંચ તત્વો બાહ્યાવસ્થાની યથાર્થ લાગણી અંતરમાં પ્રેરિત કરવા દ્વાર અથવા સાધન રૂપ છે. હરકોઇ પદાર્થનું યથાર્થ જ્ઞાન કરવા તેની બાહ્યાંતર તુલનાજ આવશ્યક છે.

બાહ્યકૃતિ કે બાહ્ય સ્થિતિ, શ્રવણ, સ્પર્શ, દર્શણ, આ

---

૧ ચૈતન્ય જેમાં છે તેવાં.

૨ નાક.

સ્વાદન, તથા ગંધ ઉપરથી પ્રકાશિત થાય છે. વળી અંતઃ સ્થિતિ માટે પ્રથમ લાગણી થવી જોઇએ, તે માટે અંતઃ કરણ નિર્મિત કર્યું છે; લાગણી લાગ્યા પછી મનન કરવાને મન, મનન કર્યા પછી તેના ગુણો પારખી કાઢવાને બુદ્ધિ, ગુણો પારખવા પછી લક્ષપૂર્વક સદસત્ પારખવા ચિત્ત તથા પરિણામે અહંકૃતિ સાથે સરખાવતાં જે નિર્ણય પ્રકાશ પામે તે નિર્ણય માટે ઉપરના દશે તત્વો અગત્યતા ધરાવે છે. અજ્ઞાનરૂપી અંધકાર હઠાવી સત્ય નિર્ણયરૂપી મણી સંપાદન કરવો તેજ યથાર્થ જ્ઞાન છે દ્રષ્ટાંત કે— અગ્નિ પદાર્થની બાહ્ય સ્થિતિ ઇક્ષણદ્વારાએ અંતઃકરણમાં પોહોચે છે; અંતઃ કરણને તે પદાર્થની અવસ્થાની લાગણી થવાથી મનન કરવા આવશ્યકતા પડે છે. ત્યાર પછી ત્વચાવડે સ્પર્શથી તેનામાં ઉષ્ણતાના અને પ્રકાશના ગુણો માલમ પડે છે. તે ઉષ્ણતા તેમજ પ્રકાશતાની શકિત શોધવા બુદ્ધિ આદિની અગત્યતા છેજ. પરિણામે અગ્નિ પદાર્થની પ્રકાશતા રૂપી બાહ્ય ગુણ તેમજ તેની ઉષ્ણતારૂપી અંતર્ગુણથી પરસ્પર વિરૂદ્ધ અસરનું તાત્પર્ય તારવી તેના સદસતના વિવેકને પામવું તે યથાર્થ જ્ઞાન કહેવાય છે, આ પ્રમાણે યથાર્થજ્ઞાન જેનામાં પ્રકટ થાય છે, જેના જ્ઞાનતંતુ સત્યતાથી નિર્મળ થાય છે જેની બુદ્ધિ મલિનતારૂપી ધુમ્રમાંથી વિયુકત થાય છે, જેનુ

મન અજ્ઞાનાવરણમાંથી[1] વિમુકત થઇ જ્ઞાન તેજથી પ્રફુલિત થાય છે, તેજ પુરૂષ સત્વ ગુણથી પ્રકાશી, નિર્મળતા તથા સૌશીલ્યતા રૂપી વાતાવરણમાં આચ્છાદિત થાય છે. સત્વગુણના અવિર્ભાવ[2] વિષે શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે કે:—

### श्लोक.

सर्वद्वारेषुदेहेस्मिनप्रकाशउपजायते ।
ज्ञानंयदातदाविद्याद्विवृद्धंसत्वमित्युत ॥ १२

સર્વ દ્વારે શરિરેના, પ્રકટેછે પ્રકાશજો;
વળી જ્ઞાન તથા વિદ્યા, વૃદ્ધિ પામેછ સત્વ તો. ૧૨

એ પ્રમાણે સત્વ ગુણ માત્ર ઉપરનાં દશ તત્વોથીજ વૃદ્ધિ પામેછે. તે ઉપરથી સ્પષ્ઠ થાય છે કે ઉપરનાં દશ તત્વો સત્વાંશમાંથીજ આવિર્ભાવ પામેછે. તેજ પ્રમાણે રજોગુણમાંથી પ્રકાશિત થએલાં ચૈતન્યપંચક તથા કર્મેન્દ્રિયપંચકના સંયોગથી બીજાં દશ તત્વો સંભવિત થઇ મનુષ્યંને વિક્ષેપમાં અથડાવી બંધનમાં નાંખેછે. જ્યારે ચૈતન્યપંચક મહાભૂત સાથે ક્રમ વશાત્ મિશ્રિત થાયછે ત્યારે વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ, તથા અપાન એમ પંચવાયુ પ્રકટ થાયછે. એ પંચ પ્રાણથીજ દેહ ધારીને સર્વ પ્રકારની અસર થઇ શકેછે, એ

---

૧ અંધકાર. ૨ પ્રકાશ પામવું તે.

પંચ પ્રાણથીજ મન મનન કરેછે, અક્ષિ ઈક્ષણ કરેછે, હસ્તપાદાદિ ઈંદ્રિઓ ગતિમાન થઈ સ્વધર્મે વર્તવાને તત્પર થાયછે, સારાંશ એ પંચ પ્રાણ જાણે જીવાત્માનો જીવજ હોયની ? અથવા તો એ પંચ પ્રાણથીજ જાણે દેહી દેહવાન કેહેવાતો હોયની ? તેમ પોતે પોતાના સર્વોત્કૃષ્ટ ધર્મ બજાવેછે. જ્યારે ચૈતન્યોત્પાદક પંચવાયુ દેહમાંથી વિમુક્ત પડી આધુનિક વિદ્યાથી શોધી કાઢેલા પ્રાણવાયુ (oxygen) અને નાઈટ્રોજન (Nitrogen) મિશ્રિત વાતાવરણમાં મળી જાય છે; ત્યારે મૃતિકાથી ઉદ્ભાવ પામેલું આ શરિર માત્ર શુન્ય રૂપ થઈ પડી જડ પદાર્થ તુલ્ય ભાસેછે. તેથી રજોગુણથી આવિર્ભૂત ચૈતન્યોત્પાદક વાયુ સર્વદા સર્વથી પ્રાણી માત્રને મહા ઉપયોગીછે. એ શિવાય કર્મેન્દ્રિય પંચકમાંથી પણ પાંચ તત્વો ઉત્પન્ન થઈ અસ્થિર ચિત પુરૂષને મોહમાયાની લાલચમાં અને આસ્વાદનમાં અંધવત્ બનાવી મુકવા સમર્થ થાયછે. વાણી, પાણિ,[1] પાદ, શિશ્ન તથા ગુદ—એ પંચ તત્વો કર્મ પ્રકાશક અથવા કર્મ કરનારાજ હોયછે. અયથાર્થ જ્ઞાનને લીધે બેભાન કરનાર, પદાર્થની બાહ્યાકૃતિથી મોહિત કરી મિથ્યા માયામાં વહન કરનાર, તેમજ રાગદ્વેષાદિ બંધનમાં બાંધિ વિષયાદિ સ્થાનમાં પ્રવર્ત કરાવનાર એ પાંચ

---

[1] હાથ.

ઇંદ્રિઓજછે. એ પાંચ ઇંદ્રિઓજ સદસતના વિવેકનો ઠેક તોડાવી પાપ પંથે પ્રેરેછે, અને દુષ્ટ મનોવિકારને આધિન થઇ બુદ્ધિના નીચ વ્યાપારના આધારથી દુખામ્બુધિમાં ડુબાવેછે. કહ્યું છે કે;—

## श्लोक.

लोभःप्रवृतिरारम्भःकर्मणामशमःस्पृहा ।
रजस्येतानिजायन्तेविवृद्धेभरतर्षभ. ॥१३॥

કર્મારંભ તથા લોભ, રાગાદિ પ્રવૃતિ સ્પૃહા;
રજો ગુણે લહે જન્મ વૃદ્ધિ પામેજતે સદા. ૧૩.

યથાર્થછે; રજોગુણથી ઉત્પન્ન થએલાં તત્વો પ્રાધાન્યપણે વર્તે તો નિઃશંક મનની સ્થિતિ ચલિત થઇ, પ્રવૃતિમાં લુબ્ધ થઇ, અને રાગદ્વેષાદિ શત્રુથી તપ્ત થઇ મનુષ્ય શાંતિ રહિત ભ્રાંતિ રૂપી ભ્રમણામાં ભમ્યા કરેછે. યદ્યપિ સત્વ ગુણને સહાય કર્તા રૂપે રહી માત્ર સત્વાધિનપણે વરતે તો આ દશે તત્વો લાભદાયક પરિણામ પ્રાપ્ત કરે ખરાં. એ રીતે કયાં તો સિધે કે કયાં તો આડે રસ્તે ઉતરનાર આ દશે તત્વો રજો-ગુણમાંથી ઉત્પન્ન થાયછે એમ પક્કી ખાતરી થાયછે. કોઇકજ મહાત્મા આ દશ તત્વોનો રૂડો ઉપયોગ કરી સત્વાંશ સ્ફુરિત કરવા સદ્વિચારમાં પ્રચાર કરેછે. ત્રીજા તમો ગુણમાંથી

માત્ર પાંચ તત્વો, જે વિના પદાર્થની બાહ્યાવસ્થાનું ભાન થતું નથી, એવા વિષયપંચક તત્વો પેદા થઇ જ્ઞાતા, જ્ઞાન, અને જ્ઞેયનું અધિષ્ઠાન[1] થઇ પડેછે. જ્યારે તમો ગુણ અવકાશમાં એકલ થાયછે ત્યારે શબ્દ; વાયુ સાથે મિશ્રિત થાયછે ત્યારે સ્પર્શ; તેજ શાથે એકલ થાયછે ત્યારે રૂપ; જળ સાથે જડિત થાયછે ત્યારે રસ; અને પૃથ્વિ સાથે પ્રાપ્ત થાયછે ત્યારે ગંધ,—એમ અનુક્રમે ઉત્પન્ન થાયછે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ મનુષ્યને આવરણમાં અપડાવી અજ્ઞાનમાં અફળાવેછે. દૃષ્ટાંત તરિકે એક મનોમય સુગંધ પુષ્પથી પ્રફુલિત ઉદ્યાનસો; વિચિત્ર રાગથી, હૃદયભેદક સ્વરથી, અને મનોહર માધુર્યથી ટોકા કરતી કોકિલાના ગાયના મૃતનું જ્યારે મનુષ્ય પાન કરશે, જ્યારે કૌમુદીસમાં† શ્વેત અને શીતળ પુષ્પ સાથે અથડાઇને દાક્ષિણાત્ય પવનોર્મિનો※ કિંચિત્‌પણું સ્પર્શ થાશે, જ્યારે ચંપો, ગુલાબ મોગરાદિ ડોલર કુસુમોને ડોલતા નિરખશે, જ્યારે તે ઉપવનના ગંગોદક સરખા મધુર અને સ્વચ્છ પાણીનું પાન કરશે, અને જ્યારે નાના પ્રકારના ફુલોમાંથી મગજને શાંત કરે તેવી સુગંધિથી વિસ્મય પામશે, ત્યારે તેજ સમયે તે

---

1 આધારરૂપ.
† ચંદની. ※ પવનના મોઝા.

ગનુષ્ય ભ્રમણામાં ભ્રનિત થઇ તેવા પ્રાકૃતિક સુખની અધિ-કાધિક વાંચ્છના કરતાં અધિકાધિક લાલચથી મોહિનીમાં લુબ્ધ થઇ અનેક નિંદ્ય કુતર્કોને સ્વાધિન થશે. નથી તે અંતઃકરણરૂપી નિર્મળ તળાવમાં સદ્વિચારરૂપી કમળને ખીલાવનાર અલૌકિક જળ રૂપ, નથી તે ઇંદ્રિયરૂપી અશ્વને કાંટાના માર્ગમાં ગમન કરતાં વારણ કરવાને બળવાન શસ્ત્ર-રૂપ, નથી તે આનંદ રૂપી શિખિરપર ચઢવાને વાહન રૂપ; પરંતુ કેવળ મોહરૂપી માયાના અંધકારમાં અથડાવી નીચ ગતિ ભણી વહન કરવા જળ તરંગના પ્રવાહ રૂપ થઇ આ દુઃખમય સંસારમાં દુઃખ રૂપ થઇ પડેછે. કેમકેઃ—

श्लोकः॥

अमकाशोमवृतिश्चप्रमादोमोहएवच ।
तमस्येतानिजायन्तेविवृद्धेकुरुनंदन ॥१४॥

મૂઢતા તેમ આલસ્ય પ્રમાદ આદી મોહથી
તમો ગુણ થશે દૃશ્ય વૃદ્ધિ પામે પછી નકી. ૧૪

તમો ગુણનાં ચિન્હ મૂઢપણું, આલસ્ય, પ્રમાદ અને મોહ હોય છે. તે થકી મનુષ્ય આ વરણમાં કુતર્કિ કે દુરા-ચારી થઇ પડે તેમાં કાંઇ પણ વિસ્મય પામવા જેવું નથી. તમો ગુણમાંથી પ્રકટ થતાં પાંચ તત્વો, પણ આપો આપ

દર્શાવી આપે છે કે તેઓનાં પ્રાબલ્યથીજ મનુષ્ય મોહ વશ થઇ પડી અધમ સ્થિતિને પામે છે. ત્યારે આ પાંચ તત્વો તમો ગુણમાથીજ પ્રકાશ પામે છે એમ માનવામાં લેશ માત્ર પણ શંકા રહેતી નથી. તેમ છતાં આ સર્વ ગુણો એકત્ર થઇ, મહા બળવાન ઇશ્વરી માયાથી અખિલ વિરાટ પ્રસિદ્ધ કરી, સત્વાંશ પ્રાધાન્યથી તેના ધારનારને અભ્યુદય, અભિવૃદ્ધિ, અભિજ્ઞાનથી શાંત સ્વરૂપમાં નિમગ્ન થવા સામર્થ્ય આપે છે. તે વિના અન્ય રીતે પુરૂષાર્થ પ્રાપ્ત થતુંજ નથી એ પચીશ તત્વો તથા પંચમહાભૂતથી અખિલ વિશ્વ પ્રકાશિત થયું છે એમ કહીએ તો ખોટું કહેવાશે નહી. ત્યારે ત્રિગુણનેજ વિશ્વાધાર ધારી, મહા શકિતને ત્રણ ભાગમાં વહેંચી દેનારા તત્વ જ્ઞાનિઓએ જે અથાગ બુદ્ધિ ચલાવી છે તેના ખરા મૌલ્યનો વિચાર આવવો પણ કઠિન થઇ પડે. જેમ કાર્ય ઉપર કારણ અને કારણ ઉપર કાર્ય પરસ્પરસ આશ્રયરૂપ થઇ પડે છે, જેમ બીજ ઉપર ફળ અને ફળ ઉપર બીજ આધાર રાખે છે, જેમ અન્ન ઉપર પ્રાણ અને પ્રાણ ઉપર અન્ન ટકી રહેલ છે, તેમ એ ત્રણે ગુણો એકેક ઉપર અત્યંત આધાર રાખે છે. જેમ અંતઃકરણ વિના વિચારને નિવાસ સ્થાન બીજું કાંઇ પણ નથી તેમ હસ્તપાદાદિ ઇન્દ્રિઓ વિના વિચાર અમલમાં આવી શકતો નથી; જેમ દેહ-

વાનનો દેહ પ્રાણવાયુ વિના ટકી શકતો નથી તેમ શબ્દ સ્પર્શાદિ વિના દેહ ધારી નિરૂપયોગી થઇ પડે છે. આ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે ત્રિગુણની ત્રિપુટીથીજ* વિરાટનું બંધારણ થાયછે અને વિરાટના બંધારણથી સ્વભાવનું બંધારણ થાય છે. મનુષ્ય માત્રમાં એ ત્રણે ગુણો થોડા ઘણા અંશે પણ સ્ફુરી નીકળે છે: પરંતુ જે સમયે જે ગુણનું પ્રાધાન્ય હોય છે તે સમયે તે ગુણ પોતાની મહત્તા તથા સત્તા દર્શાવી આપે છે. જ્યારે રજો ગુણ પ્રકાશ પામે છે ત્યારે તેનું પરિણામ દુઃખમય થઇ પડે છે; જ્યારે તમો ગુણ પ્રકાશ પામે છે ત્યારે તેનું પરિણામ મોહમય થઇ પડે છે; પરંતુ જ્યારે શાંતિ અને હર્ષથી તેજોમય સત્વગુણ દેદિપ્યમાન થાય છે ત્યારે તેનું પરિણામ જ્ઞાન અથવા સુખ જ છે. પરંતુ એવી રીતે કોઇકજ મહાત્મા પ્રારબ્ધ યોગે શમ, દમ, શ્રદ્ધા, સમાધાન,[1] ઉપરામ[2] અને તિતિક્ષાદિ ષટ્ સંપતિ સંપાદન કરી મેળવેલા જન્મનો સદુપયોગ કરે છે. અને જો કરે છે તો તેઓ ક્ષણ ભંગુર અને લાલચથી ભરપૂર સંસારમાં જન્મ પામી મોહિનીમાં લેશ માત્ર પણ ક્ષોભ નહીં પામતાં, સુસંગ અને સચ્છાસ્ત્રથી પોતાની બુ-

---

* ત્રણ વસ્તુનો સમુહ.

1 યથાર્થ જ્ઞાનનો વિવેક. 2 વિષયથી દૂર રહેવું તે.

દ્ધિ સંસ્કારી કરી આ અધમાધમ સંસારમાં ઉત્તમોત્તમ અર્થ સાધે છે. તેઓ ધર્મની જાણે પ્રતિમાજ હોયની! સત્યના તો જાણે સ્નેહી હોયની, શાંતિનું જાણે સ્વરૂપજ હોયની! તેમ ધર્માર્થની સાહાય્યથી ભકિત નૌકાનો આશ્રય લઇ ભવાબ્ધિનું તારણ કરી મોક્ષપુરમાં પહોંચી વળે છે.

અશિવ[1] પ્રકૃતિને તજી શિવનું સેવન કરવું, ઉન્નતિ[2]ના તોરથી ચલિત ન થતાં ઉત્તરોત્તર ઉન્નતિ[3] પ્રાપ્ત કરવી, નિ:સત્વ[4] છતા સત્વને શરણ થવું, એજ તેઓનો મુખ્ય ઉદ્દેશ હોય છે. લોહમય વસ્તુને સ્પર્શ કરતાં જેમ પારશમણી કંચન બનાવે છે, જેમ સુધાપતિ ચંદ્રમાની શાંત કૌમુદિથીજ ચકોરનું હૃદય સંતુષ્ટ થાય છે, જેમ ઘનબિંદુના માધુર્યથી ચાતક વિહંગ ચેતન પામે છે; તેમ બીજ અને બાહ્ય સ્થિતિની અસરથી શું જાણે લોહમય થઇ હોયની? તેવી રીતે લોહમય થએલી બુદ્ધિ સત્વરૂપી પારસમણિના સ્પર્શથી કંચનરૂપ થઇ વિશુદ્ધતા પામે છે; તેમ તમોગુણરૂપી તિમિર વિદારવાથી સૂર્ય હોયની જાણે તેવી રીતે સૂર્ય સમાન સત્વ મન કમળને વિકાસે છે; તેમ શાંતિરૂપી પિયૂષ[5] ધારા વર્ષાવવાથી શું જાણે સુધાપતિ ચંદ્રમા હોયની? તેવી

૧ નઠારો સ્વભાવ. ૨ ઉન્મતપણું. ૩ અભ્યુદય. ૪ નિર્બળ-નિર્ધન. ૫ અમૃત.

રીતે ચંદ્રમારૂપી સત્વ હૃદયને સંતુષ્ટ કરે છે; વળી તેવીજ રીતે જ્ઞાનબિંદુ નિક્ષેપણ કરવાથી શું જાણે મેઘધારા હોમની? તેની પેઠે મેઘરૂપ સત્વ અચેતન આત્માને સચેતન કરે છે. કેમકે કહ્યું છે કે—

श्लोकः॥

विशुद्धसत्वस्यगुणाःप्रसादः।स्वात्मानुभूतिःपरमा प्रशांतिः।तृप्तिःप्रहर्षःपरमात्मनिष्ठाययासदानंदरस समृच्छति ॥ १९ ॥

વિશુદ્ધ સત્વે, અતિ હર્ષ શાંતિ, આત્માનુભૂતિ વળી જ્ઞાન તૃપ્તિ;
સંતોષ, નિષ્ઠા પરિગ્રહ માંહી, જેથી મહાનંદ મળેજ આંહી. ૧૫

અરે! પણ આવી શાંતિ, આવો હર્ષ, આવી તૃપ્તિ, તેમજ તજ્જન્ય[1] આવા આનંદ રસામૃતનું પાન કરવાનો અવસર આધુનીક સમયમાં કયા પુરૂષને આવ્યો છે. આ કાળમાં તો બાલ્યાવસ્થાથીજ બાળકોનાં મન દુરાચાર તરફ વળતાં જોવામાં આવે છે. જેમ લોહ ચુંબકના આકર્ષણથી લોહમય વસ્તુ આકર્ષાય છે તેમ બાલકોનાં લોહમય મનો દુરાચારરૂપી લોહચુંબક તરફ આકર્ષાતાં દીઠામાં આવે છે. આમ છે ત્યારે તેવાંજ બાળકો યુવાવસ્થા

---

૧ તેમાંથી ઉત્પન્ન થએલ,

ના મદથી મદી જઇ દશ ઇંદ્રીય અને તેના અધીશ મન ને સ્વાધિનમાં નહિં રાખતાં પોતેજ તેને વશ થાય છે તેમાં કાંઇપણ આશ્ચર્ય શું છે? યુવાવસ્થાને આશ્રિત રહેલ ઉષ્માપી[1] અંતઃકરણમાં ઉષ્મા[2] પ્રદિપ્ત થાય છે, તેમજ રજો ગુણના પ્રાધાન્યથી દ્રષ્ટિધવલ[3] છતાં રાગવાળી[4] થાય છે. યૌવન અવસ્થા સર્વદા સર્વથા સુમનના[5] જાડયથી[6] પુષ્ટી પામે છે અને મનુષ્યની પ્રકૃતિને રજસ્તમસી કરી મુકે છે, વિખ્યાત કાદમ્બરીનો કર્ત્તા બાણભટ્ટ ચંદ્રાપીડને શિક્ષા આપતાં બોધે છે કે—

श्लोक.

यौवनारंभेचप्रायःशास्त्रजलप्रक्षालननिर्मलापिकालु ष्यमुपयातिबुद्धिः।अपहरातिचवात्येवशुष्कपत्रंयौवन समयेपुरुषप्रकृतिः॥कादम्बरी-पूर्वभागः ॥

અર્થ—યૌવનના આરંભમાં ઘણું કરીને શાસ્ત્રરૂપ પાણીનાં પ્રક્ષાલનથી નિર્મળ છતાં પણ બુદ્ધિ કાળી થાય છે. યુવાનોની દ્રષ્ટિમાંથી ધોળાશ જતી નથી તો પણ રાગવા

---

૧ અહંકાર-મદ. ૨ ઉષ્ણતા. ૩ ધોળી. ૪ લાલ અથવા રાગદ્વેષવાળી. ૫ ચિત્ત અથવા પુષ્પ. ૬ શિતલતા અથવા જડપણું.

ળી થાય છે. જેમ વાતચક્ર શુષ્કપાનને ઉંચે ચઢાવે છે તેમ પ્રકૃતિ પુરૂષને યૌવન સમયે ઉંચે ચઢાવે છે.

આ પ્રમાણે યૌવન અવસ્થાને લીધે સારા સારના વિચારથી વિમૂખ પુરૂષોનું માનસિક બળ, હૃદય બળ, તથા શારિરિકબળ એકત્ર થઇ દુર્ગુણ સાગર ભણી જળ વહનની પેઠે વહ્યું જાય છે. તેઓનું જ્ઞાન માત્ર પલ્લવ ગ્રાહી[1] તેઓનું મન છીછરૂં, તેઓની બુદ્ધિ ટુંકી તથા તેઓના વિચાર નિઃસત્વ અને નિઃસાર હોય છે. ત્રિગુણમાંથી રજો અથવા તમો ગુણ તેનામાં પ્રાધાન્યપણે સત્તા ચલાવી તેના મનને નિરંકુશ કરી સ્વેચ્છાચારી બનાવી મુકે છે. યદ્યપિ ત્રિગુણ આદિ ત્રિપુટીથી સ્વભાવનું બંધારણ બંધાય છે તદપિ ઇતિહાસાદિ પ્રાચિન વૃત્તાંતોનું શ્રવણ કરવાથી ભૂતકાળની સ્થિતિ સંબંધી જે જ્ઞાન થાય છે તે, સાંપ્રતિક મનુષ્યોનાં આચરણ, રેહેણી તથા કરણીથી જે અનુભવિક જ્ઞાન મળે છે તે, વળી ભૂત અને વર્તમાન સ્થિતિપરથી ભવિષ્યની ખેદ યુક્ત સ્થિતિ સંબંધી જે જ્ઞાન કલ્પનાથી કળી શકાય છે તે, આપો આપ દર્શાવી આપે છે કે જનસમુહના વિશેષ ભાગમાં રજસ્તમસી અથવા તમો રજસી પ્રકૃતિ પ્રવર્તે છે, પ્રવર્તે છે તેમજ પ્રવર્તશે. માત્ર બુદ્ધિ બળના તરંગથી ઘડા-

---

૧ ઉપર ચોટીયું.

એલ સુરંગીન વિચારની સહાયથી, પૌરાણીકોએ કે ખ્રીસ્ત ધર્માચાર્યોએ કલ્પિત સ્વર્ગનું આલ્હાદક[1] ચિત્ર આપી તેમાં વસનારાઓને સત્વ ગુણની પ્રતિમા વર્ણવી છે. વેદાન્તના સુક્ષ્મ વિચારને છણી તત્વ કાઢનાર મુનિઓએ મનુષ્યની સ્થિતિના પરિણામને (મોક્ષ) કે વિરાટના આદિ હેતુનેજ સત્વસ્વરૂપી પ્રતિપાદી,[2] દેવદાનવોને શુદ્ધસત્વ ગુણની ગણના થી વિમુક્ત કર્યા છે. ખ્રિસ્ત ધર્મ તત્વ વેત્તાઓએ તો મર્યાદિક બુદ્ધિથી મનુષ્યની સ્થિતિના પરિણામને અથવા વિરાટના આદિ હેતુને ત્રિગુણથી છિન્ન ભિન્ન કરી, માત્ર સત્વ રજસ્તમાન્મિસ પ્રકૃતિવાળા પુરૂષની ઉપમા આપી છે. બૌધધર્માનુસારીઓએ તો કૈવલ્ય અથવા ઇશ્વરને એ ત્રિગુણ થી અપર ગણી તેજ બિંબાકારે નિર્ગુણનો બોધ આપ્યો છે; અર્થાત કોઇ પણ તત્વ વેત્તાઓએ મનુષ્ય પ્રાણીને સંપૂર્ણ અથવા સંપૂર્ણ બની શકે તેવા સમર્થ પણ ગણ્યા નથી. વિખ્યાત કાઉપર કવિ કહે છે કેઃ—

So slow.
The growth of what is excellent; So hard To attain perfection in this nether world.

Cowper's sofa

---

૧ ખુશ કારક. ૨ સિદ્ધ કરી સાબીત કરી,

ભાવાર્થ—"જે અત્યુત્કૃષ્ટ છે તેની વૃદ્ધિ અતીવ ધીમી છે; અને આ મૃત્યુલોકમાં સંપૂર્ણતા સંપાદન કરવી તે અતીવ વિકટછે. કાઉપર." સ્વધર્મનાં અને સ્વકર્મનાં અત્યાગ્રહી પુરૂષોના અંતઃકરણમાં જ્યારે આવાં કઠોર વાકય પ્રવેશ કરેછે, તેજ સમયે તેનું હૃદય કંપવા લાગેછે, તેનું મન વ્યાકુળ થાય છે; અને કયાંતો આ સર્વનું કારણ ભૂત નિયંતા સમજી તેનાપરથી અથવા કયાંતો આ સર્વ અસત્ય છે એમ ગણી તેવા નિયમ સમજાવનારપરથી તે શ્રદ્ધા વહેતી મુકે છે આનું પરિણામ સમયે સમયે ખેદ યુકત અથવા ગ્લાનિ કર્તા દીઠામાં આવે છે. ત્યારે શું સંપૂર્ણતા પ્રાપ્ત કરવી તે મનુષ્યના સ્વાધિનમાંજ નથી? અથવા શું શુદ્ધ સત્વગુણ પરમ યત્ને મથનાર પણ સંપાદન ન કરી શકે? આના પ્રત્યુત્તરમાં માત્ર એટલુંજ કહી શકાશે કે સંપૂર્ણ શુદ્ધતા, સંપૂર્ણ સત્વતા, સંપૂર્ણ પ્રમાણિકતા, અને સંપૂર્ણ સત્યતા, આ પ્રપંચમાં સ્થિર અને શાશ્વત્ રહી શકતાં નથી. પ્રથમ કહેવા પ્રમાણે સૌશીલ્ય ઉપર મનુષ્યના કર્મ આધાર રાખે છે, અને કર્મ ઉપર ફળ આધાર રાખે છે; તેવીજ રીતે ફળમાંથી શીલતાનું બીજ પેદા થાય છે. અને એમ પુનઃ પુનઃ ચક્રવત થયા કરે છે. જેમ આમ્ર ફળનાં બીજ વાવતાં ચંપેલીનાં પુષ્પ પ્રાપ્ત થતાં નથી તેમ ઉત્તમ ફળમાંથી કનિષ્ઠ કે ક-

નિષ ફળમાંથી ઉત્તમ બીજ પ્રાપ્ત થતાં નથી. એતા સ્વાભા વિક છે કે ગુણવાનનાં બાળકો ગુણવાન, બુદ્ધિવાનનાં બાળકો બુદ્ધિવાન, પ્રજ્ઞ માત પિતાનાં બાળકો પ્રજ્ઞ, તેવીજ રીતે દુરાચારીઓનાં દુરાચારી, અસત્યવાનનાં અસત્યવાન, પ્રપંચીઓનાં પ્રપંચી અને મલીનનાં મલીન બાળકોજ પેદા થાય છે. આ નિયમ ઉપરથી મહાનુભવી અને પરિપક્વ બુદ્ધિવાન રૂષિઓએ સિદ્ધ કર્યું છે કે પુરૂષ પોતાના અંશે પોતાની સ્ત્રી વડે પુત્રનો જન્મ આપે છે, તેજ ઉપરથી સ્ત્રીનું નામ 'જાયા' કહેવાય છે. આ સિદ્ધાન્તને અનુસરતું એક અંગ્રેજીમાં પણ કથન છે કે–"Child is the father of a man"–[મનુષ્યનો પિતા બાળ પોતેજ છે.]—સામાન્ય અનુભવીઓએ પણ અનુભવ્યું હશે કે જો બાળક વ્યભિચારી હોય તો તેનાં માત પિતા પણ વ્યભિચારી હોવાં જોઇએ; જો બાળક જુગાર, ચોરી, દગલબાજી કે પ્રપંચના પયોધિ[1]માં ડુબ્યો હશે તો તેનાં માત પિતા પણ તેવા દુર્ગુણને આધિન હશે; જો પુત્રમાં ધૈર્ય, સ્થૈર્ય[2], વિપત્સહિષ્ણુતા,[3] અભીરૂતા[4] અને ઉદાર સત્વતા[5] રૂપી અલંકારથી અલંકૃત થયો હશે તો તેનાં માત પિતા પણ તેવા ઉત્તમોત્તમ ગુણ

---

૧ સમુદ્ર. ૨ દ્રઢતા. ૩ દુ:ખ સહન કરવાની શકિત ૪ હિંમત. ૫ બળવાનપણું.

રત્નોની દેદીપ્ય પ્રભાથી પ્રકાશતાં હશે. પરંતુ સમયે સમયે આ સિદ્ધાંતથી વિરૂદ્ધ બનાવ શ્રવણે શુણિએ છઇએ, ચક્ષુએ નિહાળિએ છઇએ, અને ગ્રંથોમાં વાંચીએ છઇએ તેનું મુખ્ય કારણ બાહ્ય સ્થિતિની અસર છે. બાહ્ય સ્થિતિની અસર જેટલી મજબુત છે તેટલી મજબુત બીજની અસર હોતી નથી; તોપણ સામાન્ય પક્ષે જોતાં બીજની અસર કેવળ નાશ પામતી નથી. એક સદગુણી અને સદ.ચારી પુરૂષનો પુત્ર સંગબળથી દુરાચારી થઇ ક્રુર કર્મો આચરે તોપણ જ્યારે તે પોતાના સ્વાભાવિક મનની સ્થિતિમાં આવી પડે છે ત્યારે તે પશ્ચાતાપ રૂપી અગ્નિથી જેટલો દગ્ધ થાય છે તેટલો દુર્ગુણી અને દુરાચારી પુરૂષનો પુત્ર સ્વાભાવિક મનની સ્થીતિમાં આવી પડે તો પણ દગ્ધ થતો નથી; તે ફકત બીજની અસરનો પ્રતાપ છે.

સરજનહાર તો માત્ર નિરપેક્ષપણે[1] રહી સૃષ્ટિની ઉત્પત્તિનુ કારણરૂપ થાય છે. પરંતુ સ્વભાવ વૈષમ્યનું[2] કારણ તો મુખ્ય બીજ છે એમ નિર્વિવાદ રીતે શ્રી શંકરાચાર્ય બ્રહ્મ સુત્રના ભાષ્યમાં સિદ્ધ કરે છે. તે કહે છે કે:—

॥ यथाहिपर्जन्योव्रीहियवादिसृष्टौसाधारणंकारणंभव

1 ત્રાહિતપણે. 2 સરખાપણું નહિ તે.

तिव्रीहियवादिवैषम्येतुतत्तद्बीजगतान्येवसाधारणानिकारणानिसामर्थ्यानिभवन्ति।एवमीश्वरोदेवमनुष्यादिसृष्टौसाधारणंकारणंभवति॥ ब्रह्मसूत्रभाष्यम् ॥

જે રીતે વર્ષાદ, ચોખા કે યવની ઉત્પત્તિનું સાધારણ કારણ છે, પરંતુ ચોખા કે યવના વૈષમ્યમાં તો તેનાં બીજજ સાધારણ કારણ થઇ પડે છે; તેવીજ રીતે ઇશ્વર, દેવ મનુષ્યાદિ ઉત્પત્તિનુંજ સામાન્ય કારણ ભૂત થાય છે; અર્થાત્ તેના વૈષમ્યનું કારણ બીજ હોય છે. " સત્ય છે; " બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા " એ કહેવત પણ આ સિદ્ધાંતની સત્યતાની સંપૂર્ણ સાક્ષિ આપે છે, તેમ છે છતાં સમયે બીજની અસર કેવળ નષ્ટ થઇ કંઇ વિલક્ષણ ભિન્નતા બીજ અને ફળ વચ્ચે નિરખવામાં આવે છે; જાણે બીજથી ફળ કંઇ વિચિત્ર હોયજ નહીં? અથવા તો જાણે બીજ સાથે કંઇ પણ ફળને સંબંધજ ન હોય? તેમ બીજ અને ફળમાં ભેદ નિહાળી ઉપરનો સિદ્ધાંત સંશયાભૂત થઇ પડે છે. આનું કારણ બાહ્ય સ્થિતિની અસર સિવાય બીજું કાંઇ કહી શકાતું નથી. સંગ, અધ્યયન અને અનુભવ બાહ્ય સ્થિતિમાં સમાવેશ કરે છે. મનુષ્ય જેની સાથે પોતાનો કાળ નિર્ગત કરે છે, જેની સાથે પોતાનાં મન, વાણી અને ક્રિયાની એકતા થાય છે; જેની અદભૂત રીતિ, સ્થિતિ, મન,

વચન અને કર્મની ચેષ્ટા[1] કરે છે, જે તેના જ્ઞાનનું, તેના ધ્યાનનું, તેના મનનું, તેના શ્રવણનું અને તેના ઇક્ષણનું આશ્રય કારણ થઇ પડે છે, જેની સાથે તેને દ્રષ્ટિથી, જેની સાથે તેને વાક્આલાપવાથી[2] જેની સાથે તેની બાહ્ય ઇંગિતથી સંબંધ થાય છે, અથવા સંબંધ થવાનો પ્રસંગ પડે છે, તેજ તેનો સંગરૂપ થઇ શીલતા અથવા સ્વભાવ બંધારણમાં મુખ્ય આવશ્યકતા ધરાવેછે, તેજ તેના ભવિષ્યના સુખ દુઃખનો આધાર થઇ પડે છે, તેજ તેના અખિલ જીવિતમાં શું જાણે અઘોર વનમાં પંથ દર્શક સૂર્ય પ્રભા હોયની? તેની પેઠે પંથ દર્શક થઇ પડે છે, અર્થાત્ ધન, લજ્જા, કીર્તિ, વિદ્વતા વિગેરે હર્ષ શોકરૂપી પ્રવેશો ભવરૂપી રંગભૂમિમાં દર્શાવવા કે બજાવવામાં મુખ્ય સાધન ભૂત થાય છે. મનુષ્યની બુદ્ધિ તિવ્ર અનુકારી હોવાને લીધે બાહ્ય સ્થિતિ મન ઉપર અસર કરે છે. મનુષ્યમાં અનુકાર શકિત એટલી તીવ્ર અને એટલી મજબુત હોય છે કે દુરાચાર કે સદાચારના વિચારમાં પ્રચાર નહિ કરતાં ગમે તેવાં દુર્ઘટ અને દુષ્કર આચારમાં પ્રસાર થઇ શકે છે. સંપૂર્ણ લાલચથી લુબ્ધ થઇ ગએલી બુદ્ધિ મણિધર સર્પને પુષ્પ માળા વત કોટમાં આરોપણ કરવા શકિતવાન કરે છે; અગન્યસ્ત્ર બા-

---

1 ચાળા. 2 વાતચીત.

ણના ધણુધણુતા ગોળા સામે વજ્ર હૃદયથી પર્વતની જેમ અચળ ઉભા રહેવાને ધૈર્યવાન બનાવે છે; ઉન્નત અને ગર્જના કરતા, તરંગ લેખાથી[1] ભરપૂર મહોદધિમાં ઝંપલાવવા ઉશ્કેરે છે, તેમજ ઉગ્ર પર્વત ઉપર નિર્ભય અને નિઃશંકપણે દોડવાને તેના સ્નાયુને દૃઢ કરે છે. જન્મથી માંડીને મરણ પર્યંત અનુકારની અત્યુપયોગી શકિત મનુષ્ય પ્રાણીમાં પ્રાપ્ત થાય છે. જેમ અન્ય પશ્વાદિ પ્રાણીમાં પ્રેરણાની શકિત કર્ત્તાએ પ્રેરેલી છે, તેવીજ મનુષ્યપ્રાણીમાં અનુકારની શકિત પ્રેરેલી છે. તેની ગતિ અનુકૃતિ નિરંતર ચલુજ હોય છે, તેની અસર સ્થાયી હોય છે, તેનો પ્રતાપ મુલ્યવાન થઇ પડે છે, અને તે શકિત એટલી શાશ્વત હોય છે કે જાગૃત અવસ્થામાં થએલી અસર સુષુપ્તિ[2] કે સ્વપ્નાવસ્થામાં નિહાળવામાં આવે છે. આવી અચલીત, દ્રઢ અને શાશ્વત અનુકૃતિની સત્તાની મહત્તાથીજ મનુષ્યની માનસિક શકિત ઉપર સંગતિ, બળ વાપરી શકે છે, મનુષ્યના અંતઃકરણ ઉપર અધિકાર ચલાવે છે, મનુષ્યની શારિરિક શકિતને પણ મર્યાદામાં રાખે છે, મનુષ્યનાં વચન રૂપી શસ્ત્રને સતેજ કે નિસ્તેજ કરે છે, તેમજ મનુષ્યના સ્વભાવની ક્રિયા રૂપી વૃત્તિને દાસિ બનાવે છે. અનુકૃતિની પ્રભાની સત્તાથી

૧ મોઝાની છોળ. ૨ નિદ્રાવસ્થા.

સંગની અસર એટલી બલવત થાય છે કે અધમાધમ મનુષ્ય ઉત્તમોત્તમ ગતિ પામે છે. જેમ પારિજાતના સુગંધ મય પુષ્પના સંગથી એક નીચ કીટ[1] પણ ઈંદ્રના શિર ઉપર વિરાજવા ભાગ્યવાન થાય છે, તેમ કીર્તિ રૂપી સુગંધથી શું જાણે પારિ જાત હોયની? તેમ પારિ જાતરૂપી સત્સંગ આનત્ય રૂપી શિખિર ઉપર વિરાજમાન કરવા સમર્થ થાયછે. ગંભિરાઈથી વિચાર કરતાં સ્પષ્ટ જણાશે કે સંગ અથવા મંડળના બંધારણ વિના સારાસારના વિચાર મગજમાં પ્રવેશ કરવા પામતા નથી, અને સંસારમાં સ્નેહી વર્ગ સાથે, બંધુ વર્ગ સાથે કે કુટુંબ વર્ગ સાથે આપણા શા શા ધર્મોછે તેના જ્ઞાનનું ભાન થવા કેવળ દુર્ભાગ્ય રહેવાય છે. સત્સંગ કે મંડળની કેટલી અસર થઈ શકે છે, અને તેની કેટલી બધી આવશ્યકતા છે તે વિષે લખતાં એક છટાદાર ગદ્યકાર લખે છે કે—

" Society is like a lawn, where every roughness is smoothed, every bramble cradicated , and where eye is delighted by the smiling verdure of valvet surface.—

WASHINGTON IRVING.

---

1 જીવડો.

ભાવાર્થ—(સંગ) મંડળ, મેદાનની પેઠે કઠોરતાને શાંત કરે છે પ્રત્યેક કંટક મૂળોને નિર્મૂળ કરે છે, અને જેના વડે ચક્ષુ રેશમ સમાન મેદાનની ખુશકારક લીલોતરી નિહાળી આનંદ પામે છે.

વોશીંગ્ટન ઇરવિંગ.

કિંબહુના? જંગલી લોકોના અને મંડળમાં વસતા લોકોના સ્વભાવમાં જેટલી ભિન્નતા તથા જેટલો ભેદ જોવામાં આવે છે તે સર્વ સંગ બળનું પરિણામ છે. એ તો સ્વાભાવિક અને અનુભૂત છે કે જો વ્યાપારીનો સંગ હોય તો વ્યાપાર વિષે વિવાદ કરવાને મનકુતુહલ થાય છે; જો વૈદ્ય સાથે સહવાસ હોય તો વૈદ્યક નિયમોનું જ્ઞાન મેળવવા આકાંક્ષા ફરકેરાય છે; જો રાજ પુરૂષ સાથે સમાગમ હોય તો રાજ્યકિય બંધારણ, રાજ્યકિય નિયમ, રાજ્યકિય સૌંદર્ય કે રાજ્યકિય ન્યુનતા વિષે માહિત થવા હૃદયની લાલસા વૃદ્ધિ પામે છે; જો વિદ્વાન મહાત્મા સાથે સહચાર હોય તો ઇશ્વરી નિયમોનું, વિચિત્ર અને અદભૂત સૂર્ય મંડળનું, રસાયણનું, યાંત્રિકશકિતનું, તેમજ નિતિનું, કૃત્યા કૃત્યનું, હેયોપાદેયનું[1] અથવા હિતાહિતનું આવશ્યક જ્ઞાન સંપાદન કરવા મનનું વલણ વળે છે; જો જુગારી, ચોર પ્રપંચી, લુ-

1 તજવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય.

ચ્યા, કપટી કે દગાખોરની મંડળીમાં આયુષ્ય વ્યય[1] થતા હોય તો તદ્દત બની જવા માનસિક, હૃદયની અને શારિરિક શક્તિ એકતા પામી અતિ બળવાન થાય છે. આજ કારણથી ઉદાર પુરૂષના પુત્રો કૃપણતાના કિનારાપર ઘસડાઈ જાય છે, આજ કારણથી મહા શુરવીર યોદ્ધાઓના વંશજો ભીરૂ અબળાની પેઠે સ્વગૃહનું સેવન કરતા દ્રષ્ટિએ પડે છે; આજ કારણથી પ્રમાણીક પણાથી પ્રસિદ્ધ પામેલા નરોનાં બાળકો અસત્યના પંજામાં ફસાઇ જઇને કીર્તિના કાંકરા કરે છે; અને આજ કારણથી જ્ઞાનનિધિ પંડિતોના પુત્રો આવરણના અંધકારમાં અથડાતા અને ઉદર પોષણ અર્થે ઘેર ઘેર દીનવાણીથી ભટકતા જોવામાં આવે છે; વળી આજ કારણથી ભિક્ષા માગી ક્ષુધા નિવારણ કરનારાઓના પુત્રો સહસ્ત્રો અને લક્ષો મનુષ્યોના અધિપતિ થઇ મહા વૈભવથી સુખના હિંડોળામાં હિંચકયા કરે છે; આજ કારણથી નિરક્ષર માતપિતાનાં બાલકો મહા વિદ્યાની પ્રસન્નતાથી પોતાના નામ અમર કરી ગયાં છે; અને આજ કારણથી મહા પતિતનાં બાળકો પણ સદા જ્ઞાન સંપાદન કરી, પુણ્ય રૂપી પુષ્પોના જાણે પુંજ હોયની? તેની પેઠે પ્રપંચાત્મક સંસાર તરી ગયા છે. શું આ ઉપરથી સિદ્ધ થતું નથી, શું આ

---

૧ આયુષ્ય ગુમાવાતું હોય.

ઉપરથી આપણે નિશ્ચય કરી શકતા નથી કે ગુણવાનનો સંગ ગુણીજ બનાવેછે અને પતિતનો સંગ પતિત બનાવે છે?. “ बहु रत्ना वसुंधरा ” એ કથન પણ સ્પષ્ટ સાક્ષિ આપે છે કે ગુણવાન પુરૂષોની પૃથ્વિ ઉપર ન્યુનતા હોતીજ નથી; પરંતુ ગુણવાનનો સંગ થવો અતિ દુર્લભ છે; કેમકે—

**શ્લોકઃ॥**

**दुर्लभमत्रयमेवेतत् देवानुग्रहहेतुकम् ।**
**मनुष्यत्वंमुमुक्षत्वं महापुरुषसंश्रयः ॥ १६॥**

દુર્લભ છે ત્રણ વસ્તુ, મળે તે પ્રભુ મેહેરથી;
માનુષાઇ તથા મુક્તિ, મહાત્મા તણી સંગતિ. ૧૬

વળી જ્ઞાનનિધિ વ્યાસજી, ગુણી જનોના આશ્રયથી કેવી રીતે અલભ્ય લાભ મળે છે, કેવી રીતે તેઓના આશ્રયથી અપ્રતિક્રિય[1] કાર્ય પણ સરે છે, કેવી રીતે ગુણી જનોના આશ્રયથી કૃતાર્થ થવાય છે, કેવી રીતે ગુણી જનોના આશ્રયથી હેયનો ત્યાગ કરી ઉપાદેયનો સંગ્રહ કરાય છે તેમજ ગુણીજનોના આશ્રયથી કેવી રીતે અક્ષય સુખનો અનુભવ થાય છે તે વિષે કેવાં હિતકારક અને હૃદય ભેદક વચન કહેછે?

૧ ન બની શકે તેવું.

## श्लोक.

मृतिर्गुणीतिरस्कारो जीवितंगुणीसंश्रयः ।
फलंस्वर्गापवर्गादि जीवितात्गुणीसंश्रयात्॥ १७

તિરસ્કારે થશે મૃત્યુ, સાફલ્ય સંગથી થશે;
સ્વર્ગ મોક્ષ મળે તેથી, ગુણી આશ્રય જો હશે. ૧૭

યથાર્થ છે; સંત પુરૂષો સત્યતા રૂપી તેજથી જાણે સૂર્ય હોયની? તેની પેઠે નિંદક મનુષ્યોનો સ્વપ્રભાથી પરાભવ કરે છે; પોતાના મહત્ ગુણોથી જાણે કલ્પદ્રુમ હોયની ? તેની પેઠે આશ્રિત જનોની સર્વ ઇચ્છા પરિપૂર્ણ કરે છે; શમદમાદિ પર સંપત્તિથી જાણે ઇંદ્રજ હોયની? અથવા પરમાનન્દના જ્ઞાનરૂપી અમૃતના સરોવરમાં રમણ કરવાથી શું જાણે સાક્ષાત બ્રહ્મસ્વરૂપ પોતેજ હોયની? તેની પેઠે તેને શરણ ગયેલાને સ્વર્ગની મનોહર લીલાનાં દર્શન કરાવે છે, જ્ઞાન પિયૂષ ધારાથી તેઓને વિશુદ્ધ સત્વાંશથી બનાવી મહાનંદમાં નિમગ્ન કરાવવા સમર્થ થાય છે; તેવા ગુણી જનોના સંશ્રયથી સૌશીલ્ય સંપાદન થઇ જન્મનું સાફલ્ય થાય તે શંકા રહિત છે.

જેમ સંત પુરૂષોના સમાગમથી મનુષ્ય ઐાનત્યના શિખિરપર વિરાજવા સમર્થ થાય છે, વળી જેમ દુર્જનોનો સન્

હવાસ નિરંતર અધમાધમ સ્થિતિએ પોહોચાડવા અત્યુગ્ર
સત્તા ધરાવેછે, તેવીજ રીતે જન સ્વભાવની રચનાનું મુ-
ખ્ય અને બળવાન કારણ અધ્યયન છે. સદ્વિદ્યાના અધ્ય-
યનથી નીચમાં નીચ પુરૂષો પણ ઉત્તમ મનાવા લાગ્યા છે;
સદ્વિદ્યાના પ્રતાપથી ભિક્ષુકના પેઠે કાળક્ષેપ કરનારા પૂજ-
નીય બની મહાન નૃપતિઓના શિક્ષક અને બોધક થઇ
મનુષ્ય માત્રના સુખ દુઃખનો આધાર થઇ પડે છે; સદ્વિ-
દ્યાની સત્તાથી ભવિષ્ય પ્રજાના લક્ષવર્ષ પર્યંત અગ્રેસર
બની, અલૌકિક ગ્રંથો ગુંથી પોતાનાં નામ અચલિત, પોતા
ની કીર્તિ અખંડ, પોતાની મહત્તા તથા પૂજ્યતા સ્થાયી
અને સ્થીર કરી, ઐહામુષ્મિક[1] લોકમાં વિખ્યાત થયા છે;
તેવીજ રીતે દુર્વિદ્યાના દબાણથી, ક્લેશનું જાણે કલેવર હોય
ની? દૈન્યના જાણે દાસજ હોયની? અપકીર્તિનું જાણે અગ્ર
જ હોયની? વિષાદનું જાણે વમળજ હોયની? વળી વિપત્તીનુ
જાણે વેશ્મજ હોયની? તેની પેઠે રોગ, શોક, પરિતાપ, બં-
ધન અને વ્યસનમાં દબાઇ જઇને મહા મહા દુઃખે પોતાનું
આયુષ્ય નિર્ગત કરે છે. ગ્રંથમાં જે જે વર્ણન વાંચીએ છીએ,
જે જે જ્ઞાનનું આસ્વાદન કરવા ભાગ્યવાન બનીએ છીએ,
જે જે મહા પુરૂષોના ચરિત્ર, તેઓની રીતિ, સ્થિતિ, તે-

---

૧ આ લોકનું તથા પરલોકનું.

ઓની સ્થિત્યંતરેનું કારણ, તેઓની ચેષ્ટા તેઓના વિલાસ આદિ જે જે શ્રવણ કરીએ છીએ, તે ક્ષણે ક્ષણે આપણા સર્વ કાર્યોમાં તાદૃશ દીઠામાં આવે છે. ગ્રંથો આદર્શ[1] સમાન હોવાથી, અધ્યયનકરતા મનનું તેમાં પ્રતિબીંબ પડી તેના ગુણ દોષ મુર્તિમાન નિહાળાય છે. હેઝલીટ નામનો એક વિદ્વાન કહે છે કે:—

Books wind into the heart; the poet's verse slides into the current of our blood. We read them when young; we remember them when old; we read there of what has happened to others; we feel that it has happened to ourselves. They are to be had every where cheap & good. We breathe but the air of books, we owe every thing to their authors.

HAZLITT.

અર્થ—ગ્રંથો અંતઃકરણમાં ઘોળાય છે; કવિઓના શ્લોકો રૂધિર પ્રવાહમાં ઉછાળા મારે છે; યુવાવસ્થામાં આપણે તેનું અધ્યયન કરીએ છઇએ, અને પુખ્ત ઉમરે આપણે તેને સ્મરણમાં લાવીએ છઇએ. પરસ્થિતિથી માહિત થઇએ છીએ, અને તે સ્થિતિ આપણે પોતે નિહાળીએ છઇ

---

૧ દર્પણ-આરસી.

એ એમ સમજીએ છીએ; અને તેના રચનારના સર્વ રીતે ઋણ કર્તા થઇએ છીએ, ગ્રંથની સત્તા કેટલી બળવાન છે? મહાભારત જેવા વીરરસ પ્રાધાન્ય ગ્રંથોમાં તલ્લિન થવાથી રુધિર ઉછાળા મારે છે, સાઙ્ગુભર ભિરૂ અંતઃકરણ વજ્ર બને છે, શૈર્યની મુખમુદ્રા મનોહર ભાસે છે; ગમે તેટલા આધિને આધિન થઇ મ્હાવરૂં બનેલું મન સત્કવિઓની કવિતાની આનંદ લહરીમાં ઘુમે છે અને ગમે તેટલા વ્યાધિથી પીડિત હૃદય સત્કવિયોના સમાગમથી શાંત પડે છે, એ અનુભવ કોને થયો નથી? તેવી રીતે રજસ્તામસી વૃત્તિથી રચાએલા ગ્રંથના અસરથી પણ સુશીલ વૃત્તિ નાશ પામી કનિષ્ઠ અને નિંદ્ય સ્થિતિ પ્રાપ્ત થાય એમાં નવલ વિશેષ શું છે? સચ્છાસ્ત્રના પ્રતાપથીજ વિવેકનો ટેક સ્થિર રહે છે, કૃત્યાકૃત્યનું ભાન પણ તેથીજ આવે છે, હિતાહિતનું જ્ઞાન પણ તેથીજ થાય છે, ગ્રાહ્યા ગ્રાહ્યનો[1] વિચાર પણ તેથીજ વિસ્તાર પામે છે; સારાંશ સૌશીલ્યરૂપી અલંકારથી અલંકૃત થવા ધર્મજ્ઞ અને નીતિજ્ઞ ગ્રંથ કર્તા અવશ્ય ઉપયોગી થઇ પડે છે. પરંતુ કેટલાએક એવા ગ્રંથો છે કે જેમાં માત્ર કામનેજ સર્વ કામના પરિપૂર્ણ કરનાર મહાદેવ તરીકે માન્યો હોય;

---

૧ ગ્રહણ કરવા યોગ્ય અને નહિ ગ્રહણ કરવા યોગ્ય.

કેટલાએક એવા ગ્રંથો છે કે જેમાં માત્ર ક્રોધનેજ કૃતાર્થ થવાનું કારણ કલ્પ્યું હોય; કેટલાએક એવા ગ્રંથો છે કે જેમાં માત્ર લોભનેજ જીવનનો મુખ્ય મોભ ગણ્યો હોય; કેટલાએક એવા ગ્રંથો છે કે જેમાં માત્ર મોહને મહોત્સવ માન્યો હોય; કેટલાએક એવા ગ્રંથો છે કે જેમાં માત્ર મત્સર સાથે મિત્રતા કરવામાં મહા સુખ દર્શાવ્યું હોય, કેટલાએક એવા પણ ગ્રંથો હોય છે કે જેમાં માત્ર મદથી મદી જઇ મદોન્મત થવામાંજ મનોરથ પુરા થાય તેવું લખ્યું હોય; તેવા ગ્રંથોની અસરથી મનુષ્ય અંધવત બની, પોતાનો ઉત્તમ અવતાર, પોતાની શ્રેષ્ઠ જ્ઞાતિ, પોતાની ઉમદા પંક્તિ, મહા શ્રમે સંપાદન કરેલી પોતાની લક્ષ્મી, વિગેરે સર્વનું વિસ્મરણ કરી ભ્રમ્મર સમાન પોતાની ચિત્તવૃત્તિને લાલચરૂપી ઉપવનમાં ભ્રમણ કરવા દે છે, વિષયરૂપી કમળમાં ગુંજાર કરવા દે છે, અનીતિરૂપી મધુકોશ બાંધવા દે છે, અને પરિણામે મહા પાપના ઉંડા ખાડામાં ગબડી જઇ અતિ અધમ સ્થિતિમાં આવી પડે છે. નથી તેઓ પુનઃ હૃદયથી પ્રફુલ્લિત થતા, નથી તેઓ પોતાના બંધુ વર્ગમાં, સ્નેહી વર્ગમાં, અને કુટુંબ વર્ગમાં પણ સંપ, શાતા અને સુખનો અનુભવ કરતા;

---

૧ ધ્યાન મનન વિગેરે.

નથી તેઓ ઇશ્વરના ધ્યાન, મનન, શ્રવણ અને નિદિધ્યાસનમાં[1] મન ખુંચાડી પોતાના આચાર તર્ક માટે પશ્ચાતાપ કરતા અથવા નથી તેઓ સદ્ગુણ સાથે સહવાસ રાખવાપરની હિત શિક્ષાપર લક્ષ ખેંચાડતા; તેથી તેઓની સ્થિતિ નીતિ રહિત થવાથી અતિ પતિત થાય છે એમ નિઃશંક મનાય છે.

સૌશિલ્યાભરણથી શણગારેલા મહા પુરૂષો પરદાર, પરદ્રવ્ય અને પરદ્રોહને પરહરે છે, પરાર્થ અને પરમાર્થ પ્રાપ્ત કરવા પરમ પ્રેમથી પરિશ્રમ કરે છે, દીન છતાં દયાના દાસ થાય છે, વિનીત છતાં વિવેકના વિચારને વિસારી દેતા નથી, સત્યતા, સચ્છાસ્ત્ર, અને સત્પુરૂષોની સંગતિમાં ગતિ કરે છે, અનસ્તેય,[1] આસ્તિકય, અપ્રતિગ્રહ[2] અને અહિંસાનાં આચરણ આચરવા આદર ધરે છે, અર્થાત્ એવો કોઇ પણ સદ્ગુણ નથી કે જે તેના જેવા સત્વાંશી પુરૂષોમાં ઝળકી ન નીકળે, અને એવો કોઇ પણ દુર્ગુણ નથી કે જેનો તે અતિ તિરસ્કારથી અનાદર ન કરે. સત્પુરૂષોના સમાગમથી, સચ્છાસ્ત્રના અધ્યયનથી, પ્રતિદિન પોતાના ઉપર કૃત્યાકૃત્ય કાર્યથી બનતાં પરિણામ ઉપરથી સત્વગુણથી આવિર્ભૂત તત્વોની અતિ સાહાય્ય લઇ માણસ જાત હિતાહિત પારખવા

---

૧ ચોરી ન કરવી તે. ૨ દાન ન લેવું તે.

શકિતવાન થાય છે. તે સારી પેઠે જાણે છે કે સત્પુરૂષોના સમાગમથી જે જે વિષયમાં અપૂર્ણ રહેવાય છે, સચ્છાસ્ત્રના અધ્યયનથી જે જે વિષયોમાં અજ્ઞાન રહેવાય છે તેમજ ગુણી જનોના અનુકારથી પણ જે જે શુભ લક્ષણોની આપણામાં ન્યુનતા રહે છે, તે તે સર્વ અનુભવથી સહજ મેળવી શકાય છે. એકજ ક્ષણે, એકજ સમયે સર્વ બાબત ઉપર પૂર્ણ લક્ષ આપી શકાતું નથી, વળી માત્ર શાસ્ત્ર અવલોકનથીજ બુદ્ધિનું સાફલ્ય થતું નથી; પરંતુ જેમ જેમ આ પ્રપંચાત્મક સંસારમાં આગળ વધતાં પ્રસંગ આવતા જાય છે તેમ તેમ લાભા લાભનું ખરૂં ભાન થાય છે. સંસાર વ્યવહારમાં કુશળ થવાને, સાંસારિક લાલચો સામે દૃઢ બનવાને સાંસારિક ધર્મના જ્ઞાન રૂપી અંતશ્ચક્ષુ પ્રફુલ્લિત થવાને અનુભવથી ઘડાવું એજ સત્પંથ છે, એજ સત્સાધન છે અને એજ સદુપાય છે. જે અનુભવથી ઘડાયેલો છે, જેણે બાહ્ય અને અંતઃઅનેક લીલાનું પાન કર્યું છે, જે ભિન્ન ભિન્ન સ્થિતિના મહા બળે ભિન્ન સ્વરૂપે રાચ્યો છે, જેણે મહા સમૃદ્ધિવાનોની સમૃદ્ધિ ક્ષણ માત્રમાં નષ્ટ થએલી નિરખી છે, જેણે મોટા મોટાં કુટંબો જોતા જોતામાં નિર્મૂળ થતાં દીઠાં છે, જેણે પ્રચંડ સત્તાધારી છત્ર પતિઓને કાળ ક્રમે ઘેર ઘેર દીનવાણીથી યાચતા નિહાળ્યા છે, જેણે અનીતિથી મહા પી-

ડાના પ્રકારમાં છુંદાઈ જતાં મનુષ્યોને અવલોકયાં છે, અ-ર્થાત જેણે કાળ ચક્રની ગુઢ ગતિ તથા કૃતિ ધ્યાન સહિત મનમાં ઠસાવી છે, તેજ પુરૂષોનાં કાર્ય શ્રેષ્ઠ ફળ આપનાર, તેજ પુરૂષની શિક્ષા બોધક અને તેજ પુરૂષનું જ્ઞાન રંગીન સંગીન હોય છે. ઈશ્વરની અત્યંત કૃપાવડે મળેલા જન્મને તે વૃથા ગુમાવી આ પૃથ્વિ ઉપર તેઓ અપકીર્તિ અને પાપનો ભાર ભરી જતા નથી; અતિ પરિશ્રમથી મળેલી ઈં-દ્રિઓને તેઓ નિરંકુશીત કરી યથેચ્છ વર્તવા તત્પર થતા નથી, તેમ તેવાજ પુરૂષો ચંચળ ચિત્ત વૃત્તિને શમાવી, ઈં-દ્રિયનો નિગ્રહ[1] કરવા આગ્રહ ધરે છે. મનુષ્ય માત્રમાં ચિત્ત સંયમ[2] અને ઈંદ્રિય નિગ્રહની મુખ્યતઃ અગત્યતા છેજ. તે વિના ઉત્તમ ફળ પામવાને ઉત્તમ જન્મ, ઉત્તમ વિચાર, ઉત્તમ સંગત અને ઉત્તમ પ્રયત્ન હોવા છતાં સર્વ નિષ્ફળ થાય છે. રથરૂપી દેહ શું જાણે હસ્ત પાદાદિ ઈંદ્રિઓરૂપી છત્ર ચક્રથી રચાયેલો હોયની? તેમ હસ્ત પાદાદિરૂપી છત્ર ચક્રથી દેહ રથ જેવો ભાસે છે; વળિ ચિત્ત કે મનરૂપી જાણે અશ્વ હોયની? તેમ ચિત્ત કે મન અશ્વની ગરજ સારે છે. પ્રાણાત્મારૂપી પ્ર-વાસી રથારૂઢ[3] છે; અને અશ્વ અથવા છત્ર ચક્રાદિ પ્રવાસી

---

૧ રોકવું તે. ૨ દખાણ. ૩ રથ ઉપર બેઠેલ.

ના દબાણમાં ન હોય તો ગમે તેવા દુર્ઘટ પંથે રથને દોરી અધમ સ્થિતિના અગાધ ઉંડા ખાડામાં ગબડાવે એમ નિઃસંશય સિદ્ધ થાય છે. અરે! જે હસ્ત શરણ્યનું રક્ષણ કરવામાં, મનોહર ગ્રંથો ગુંથવામાં, અને રસયુક્ત કવિતા રચવામાં વાપરવા જોઇએ તેજ હસ્ત મહા પ્રપંચથી દગા કરવામાં નિરપરાધી અને રંકને દુઃખ દેવામાં તેમજ પરધન અને પરદાર પરહરવામાં વાપરવામાં આવે તેના જેવું બીજું નીચપણું શું કહેવાય? જે જીભ્હા મધુર શબ્દોથી અનીતિના ખાડામાં પડેલા દુર્ભાગ્યોને સદ્બોધ કરવામાં, સર્વેનું પ્રિય અને સત્ય બોલવામાં જોડવી જોઇએ તેજ જીભ્હા અસત્ય નિન્દાથી પરને નિંદવામાં, સજ્જનોના હૃદયને વાગ્બાણથી ભેદવામાં જોડવામાં આવે તેના જેવું અન્ય ક્રુર કર્મ શું છે? જે ચક્ષુ સંતના દર્શન કરવામાં, ઇશ્વરી મહિમાનું ગુણ ગાન કરવા તેની અકલ, બોધક અને અલોકીક લીલા નિરખવાને મળેલી છે, તેજ ચક્ષુનો મદથી મદેલી માનુનિની મોહિનીથી મોહિત થવામાં, દુરાચારીઓનો દુરાચાર, વિગ્રહીઓનો વિગ્રહ, અને પ્રપંચીઓનાં કપટ યુક્ત કૃત્યો નિરખવામાં ઉપયોગ થાય તેના જેવું અન્ય કુરૂપપણું શું છે? જે પગ મહાત્માઓના સમાગમાર્થે તેઓની સમાજમાં જવાને, સચ્છાસ્ત્રનું અધ્યયનાર્થે ગુરૂઓની સેવા કરવાને અને પાપ પુ-

દ્રિનો જયાં વિનાશ થાય છે તેવાં પવિત્ર અને રમણીય તિર્થોની યાત્રા કરવાનું પ્રભુ પ્રતાપથી પ્રાપ્ત થયા છે તેજ પગ દુષ્ટ પુરૂષોના મંડળમાં ગમન કરવાને કે એવાંજ બીજાં દુષ્ટ આચરણ આચરવાને કામમાં આવે તેના જેવું અન્ય વિસ્મય જનક અને ખેદ કારક શું છે? જે શ્રવણેંદ્રિય સદ્ગુરૂઓની હિતકારક શિક્ષા શ્રવણ કરવામાં કે ઇશ્વરના ગુણનું ગાન શ્રવણ કરવામાં ઉપયોગમાં લાવવી જોઇએ તેજ શ્રવણેંદ્રિય કામદગ્ધ મનુષ્યોનાં કામપ્રદિપ્ત વચનો સાંભળવામાં કે વિલાસમાંજ મગ્ન થયેલા કવિઓની કવિતા શ્રવણ કરવામાં વાપરવામાં આવે તેના જેવું બીજું કુપગ્યું શું કહીએ? ઇશ્વરે જેનો રૂડો ઉપયોગ કરવા નિર્માણ કર્યુ છે તેનોજ જયારે કુઉપયોગ થાય ત્યારે તેમાં ઇશ્વરને દોષ દેવા જેવું શું છે? એક સાહિત્ય લખનાર લખે છે કેઃ—

॥ श्लोक. ॥

क्लेशत्यागकृतेर्पितेन करणव्यूहेनदेहेनच ।
स्वानर्थवत जंतुरर्जयाति चेन्मंन्तु नियन्तु:कुत: ॥
शस्त्रंशत्रुजयायनेजगुरुणादत्तेयतेनवचेत् ।
पत्नोहंतिनिज:शिर:कथयरेतत्रापराधीतुक: ॥१८॥

આપ્યાં ક્લેશ વિદારવા શરિરને ઇંદ્રિય આદિ સહુ;
તેથી અર્થ ન થાય તો ઇશતણો શો દોષ તેમાં કહું ?
શત્રુનું બળ બાળવા તનયને આયુધ આપે કદી;
પોતાનું શિર છેદશે, કદિ ગુનો પિતા તણો તે નથી. ૧૮

જે ઇંદ્રિયથી, જે શરીરથી અને તજ્જન્ય જે ચિત્તથી આ ભવાબ્ધિ તરી જઇ સદા મુકિત માર્ગ પામવાનો અલભ્ય લાભ મળી શકે છે, તેજ ઇંદ્રિયથી અને તેજ ચિત્તથી આડે પંથે દોરવાઇ અનીતિનાં કાર્ય થાય, તેનાથીજ આધિ રૂપી જીવડો હૃદયને કોતરી ખાય, તેનાથીજ વ્યાધિરૂપી વ્યાઘ્ર શરિર ઉપર જય મેળવે અને તેનાથીજ ઉપાધિરૂપી વ્યાધ[1] તનુને ક્ષયકારક થઇ પડે ,તેમાં કોનો દોષ છે? ક્ષુધા, તૃષા અને બળથી બનેલી શારીરિક શકિત; વિચાર. મનન આદિથી બનેલી માનસિક શક્તિ, પ્રીતિ, દયા, દ્વેષાદિથી બનેલી હૃદયની શકિત મનુષ્ય માત્રને મળેલી છે અને તે શકિતથી મનુષ્ય સ્વેચ્છા પૂર્વક વર્તવાને સમર્થ થાય છે, તે અલૌકિક શકિત સુફળ પ્રાપ્ત કરવાજ યોજેલી છે. તે સર્વ શકિત ચિત્ત ઉપર આધાર રાખે છે. જો ચિત્ત સ્થિર હોય, જો

---

૧ પારધી.

ચિત્ત પ્રણિહિત[1] હોય તો આ તણુ શકિત એકત્ર પણ કંઇ અદૃષ્ઠ દેખાવ દર્શાવી આપે છે. પરંતુ ચિત્ત વૃત્તિ નિર્મળપટ જેવી હોય છે. સમયે સમયે તેને જેવો રંગ લગાવવો હોય તેવો લગાવાય છે. સંગ ફળે સંગ સમાન તેના ઉપર ચિત્ર પડી શકે છે, જેમ કમળ પત્ર ઉપર પડેલું મેઘ બિંદુ મોતિ સમાન દેખાઇ તેજ સમયે સરી જાય છે તેમ કમળ જેવા ચિત્ત ઉપર જે પ્રસંગે જે રંગ લાગે છે તે રંગ તેજ સમયને માટે રહે છે, પરંતુ પ્રસંગ વીત્યા પછી તે રંગ મુદલ જતો રહે છે. શ્યામ કે કસુંબ રંગ કદાપિ સ્થયિ રહી શકે છે. તે પણ ચિત્ત ઉપર અખંડ રહી શકતો નથી. તે ચિત્ત વૃત્તિ કેવી છે?

॥ श्लोकः ॥

दुग्धारजांसि घिनुतेविषयाम्बुजस्थः ।
संतापदं वितनुतेमधुकोशतर्कम् ॥
भ्रान्त्येहमूर्छतिचमोहनकेतकेने ।
किंकिंकरोति नहिचंचलाचित्तभृंगः ॥ १९ ॥

---

1 સારી પેઠે દબાએલું.

વિલાસ પંકજ થકી દુઃખને લહે છે,
પીડિત તર્ક મધુ કોશ સમા કરે છે;
ભ્રાન્તિથી મોહમય કેતનકો કુસંગ,
શું, શું કરે ન અહિં ચંચળ ચિત્ત ભૃંગ. ? ૧૯

ચિત્તની આવી સ્થિતિ હોવાથી તે સ્થિર અને અચલિત ન રહેતાં, સંગ, અધ્યયન આદિ બાહ્યસ્થિતિને આધિન થઇ પ્રસંગ વશાત ભિન્નાભિન્ન કારણથી કેવા ભિન્નાભિન્ન સ્વભાવ ધારણ કરે છે તેમ છતાં સ્વભાવની જે રચના રચાઇ છે તેજ રચના મૃત્યુ પર્યંત અખંડ રહી સ્વલીલાનો જય દાખવ્યા વિના કેમ રહે ? આ સંસારમાં કેટલાએક એવા પણ હોય છે કે જેઓ મન, વચન અને કર્મથીજ સ્વાર્થનો ભંગ થવા છતાં પરાર્થ સાધવાજ અભિલાષા ધરાવે છે; કેટલાએક એવા પણ હોય છે કે સ્વાર્થ અભંગ રાખી પરાર્થમાં તત્પર થાય છે; કેટલાએક એવા પણ હોય છે કે પરાર્થની કંઇ પણ ચિંતા રાખ્યા વિના સ્વાર્થ સાધવાજ ખંત રાખે છે; કેટલાએક એવા પણ હોય છે કે સ્વાર્થ અભંગ થવા છતાં પરના અહિતમાં તન મન ધનથી પરિશ્રમ કરે છે. એવા તો વિરલ પુરૂષોજ હોય છે કે જેઓ માત્ર પ્રથમ કહ્યા પ્રમાણે સ્વાર્થનો ભંગ થવા છતાં પરના

હિતમાં પોતાનાં મન, વચન અને ક્રિયા જોડવા તત્પર રહે છે. કિન્તુ જન સમુહનો વિશેષ સમુદાય છેલ્લે કહ્યા પ્રમાણે સ્વાર્થનો ભંગ થયા છતાં પરના અહિતમાં તન મન ધનનો વ્યય કરે છે. તેઓ વિષયમાં આસક્ત રહી, પરદાર, પરદ્રવ્ય પરહરવામાંજ પરાર્થ માનેછે; કલહ, કંકાશ અને કપટમાં ચપટ રહેવામાંજ કૃતાર્થપણું ધારે છે. સદગુરૂનાં સદ્ગ્યાન અને સચ્છાસ્ત્રના સદબોધનો રોધ કરી તેથી વિરૂદ્ધ વર્તવામાંજ માનુષત્વ સમજે છે; રંકને દુ:ખ દેવામાંજ પ્રભુતા ધારે છે; તૃષ્ણા સાગરના વીચિમાં[૧] અફલાવામાંજ હિત ગણે છે; અર્થાત અકૃત્યને કૃત્ય, અનાચર્યને આચર્ય, અવાચ્યનેવાચ્ય અને અહિતને હિતજ સમજે છે. તેવા મનુષ્યોના સમુહથી આધિ, વ્યાધિ અને ઉપાધિની સત્તા વૃદ્ધિ પામી દુખામ્બોધિ[૨] એ મર્યાદાનો ત્યાગ કરી અખિલ પૃથ્વિ ઉપર ફરી વળ્યોછે. તેઓને અંકુશમાં રાખવાને માનસિક, શારિરિક અને હૃદયની સત્તાથી બળવાન પુરૂષોએ ધારાઓનું બંધન કરી ઉપાધિરૂપી ધારા ન્હોરી લીધી છે. કેમકે જ્યારે મનુષ્યનો દુષ્ટ સ્વભાવ દૃઢ થાય છે ત્યારે તેના ચિત્ત સંયમ અથવા ઇંદ્રિય નિગ્રહ અર્થે સ્વસ્થાનની સત્તા ચલાવવા બળવાન

---

૧ મોજાં. ૨ દુ:ખ સાગર.

પુરૂષોને લક્ષ આપવું પડેજ છે. જન સ્વભાવને વ્હેતી નદી સાથે સરખાવી તેના પ્રવાહનું નિવારણ કરવા સખ્ત ધારાઓ મહોત્પ છે એ પ્રમાણે દર્શાવતાં ક્રેબ નામનો કવી કહે છે કે—

Like some vast flood,unbounded, fierce andstrong.
His natures leads ungoverned man alone;
Like mighty bulworks made to stem that tide.
The laws are formed and placed on every side.
Whenever he breaks the bounds by these decreed.

New statues rise and stronger laws succeed;
More & more gentle grows the dying stream,
More & more strong the rising bulworks seem.

ભાવાર્થ—" એક બળવાન, ભવ્ય, અમર્યાદ અને વીસ્તીર્ણ પ્રવાહની પેઠે મનુષ્ય પોતાના નિરંકુશ સ્વભાવને એકલો દોરે છે; જેમ દ્દઢ અને મજબુત બંધ તે પ્રવાહનો અનુરોધ કરવાને દ્રષ્ટિએ પડે છે તેમ ધારાઓ રચાઇને સર્વેત્ર મેરેલા હોય છે. જ્યારે જ્યારે મનુષ્ય આ નિયમોનું

ઉલ્લંઘન કરે છે ત્યારે ત્યારે નવા અને કપરા નિયમો બાંધવામાં આવે છે. જેમ જેમ તે જેતો પ્રજાનું નમ્ર થાય છે તેમ તેમ વધારે ને વધારે બળવાન ધારાઓ નજરે પડેછે.'' જ્યારે મનુષ્યનો સ્વભાવ કેવળ આડે માર્ગે દોરાઈ અઘોર અરણ્યમાં ભ્રમિત થાય છે ત્યારે બળવાન રસ્તાના બળવાન નિયમો વિના બીજી કઇ વસ્તુ તેના દુષ્ટ ઉભરાને દબાવી શકે?

જેમ જેમ સમય ફરતો જાય છે, જેમ જેમ પ્રાચિન અસરનો નાશ થતો જાય છે, તેમ દુષ્ટ સ્વભાવ રૂપી વારણને નિવારણ કરવાનાં સાધનો દુર્લભ થઇ તેની જાળમાં અજ્ઞજનો ફસાઇ જતાં દેખાય છે. મહા પુરૂષનાં સ્વપ્ન દર્શનની આશા પણ નષ્ટ થતી જાય છે. ભૂતના ભડકા પેઠે સુખ, જેમ જેમ તેની સાનિધ્ય જઇએ છીએ, તેમ તેમ જાણે મૃગ તૃષ્ણિકાજ હોયની? તેની પેઠે દૂર નાસે છે. કામ એજ આપણો કોડીલો કામદાર થઇ પડયો છે; ક્રોધ એજ આપણો વ્હાલો વયસ્ય થઇ પડયો છે; લોભ એજ આપણો બળવાન બંધુ થઇ પડયો છે; મોહ એજ આપણો માયાળુ મિત્ર થઇ પડયો છે; મદ એજ આપણો અમૂલ્ય મણી થઇ પડયો છે; મત્સર એજ આપણાં મોહમય વસ્ત્ર થઇ પડયાં છે; તૃષ્ણા તરંગ એજ જાણે રસ લહ લહરી હો-

થની? કુકર્મ એજ જાણે ભવપાર ઉતારનાર નાવ થની? કુતર્ક એજ જાણે કર્ણધાર* હોયની? અહંકાર એજ જાણે ધ્રુવયંત્ર હોયની? તેની પેઠે તૃષ્ણા સાગરનો પાર ઉતરવા, કુકર્મ નાવનો આશ્રય લઇ, કુતર્ક કર્ણધારને સુકાન સોંપી અહંકારરૂપી ધ્રુવયંત્રની સાહાયથી દિશા નિહાળી, કોણ જાણે કયા પ્રદેશમાં, કોણ જાણે કેવી ભૂમિ ઉપર, કોણ જાણે કેવી ધારણાથી તણાતા જઇએ છઇએ? અરે! જે આર્યસ્થાન ઉપર હરિશ્ચંદ્ર જેવા સત્યને વળગી રહેનારા નૃપતિઓ નિવાસ કરી ગયા છે; અરે! જે આર્યસ્થાનમાં વ્યાસ જેવા વિદ્વાને વાસ કર્યો છે, અરે! જે આર્ય સ્થાનમાં શંકરાચાર્ય જેવા આચાર્યે સવ સ્થળે ધર્મ પ્રવરતાવવા દિગ્વિજય કર્યો છે અરે! જે આર્યસ્થાનમાં ભિષ્મપિતામહ જેવા અતિ શૈર્યથી તેજસ્વી યોદ્ધાઓ મ્હાલી ગયા છે, અરે! જે આર્યસ્થાનમાં રામચંદ્ર જેવા ભકતરંજન, પરદુઃખભંજન, પ્રજાના હિત માટે ગમે તેવાં અસહ્ય સંકષ્ટો સહન કરનાર, ૠષિ અને બ્રાહ્મણોનાજ રક્ષણ અર્થે રાવણ જેવા મદોન્મત્ત રાક્ષસોના નાશ કરનાર, વિવેકી, વિદ્વાન અને વિલક્ષણ વિરાઓ વિરાજી ગયા છે, તેજ આર્યસ્થાનની સંપ્રતિ કેવી સ્થિતિ થઇ

---

* સુકાની.

? તેજ આર્યસ્થાનથી સત્યતા પલાયન કરી ગઇ છે; તેજ આર્યસ્થાનની વિદ્વત્તા વૈરીરૂપ થઇ પડીછે; તેજ આર્યસ્થાનના બાલકો વિજયના અર્થથી પણ અજ્ઞાન થઇ પડ્યા છે; તેજ આર્યસ્થાનમાંથી શૌર્ય શબ્દજ નાશ પામ્યો છે; તેજ આર્યસ્થાનના રાજાઓ સ્વાર્થ પરાર્થના વિવેકથી અનભિજ્ઞ,[1] શત્રુઓને દમવામાં ભીરૂ અબલારૂપ, વિદ્યાના સહજ વેરી, ધર્મજ્ઞ અને નીતિજ્ઞ મનુષ્યોની રક્ષા કરવામાં અતિ અજ્ઞાન સ્થળે સ્થળે નિરખવામાં આવે છે; ત્યારે તેઓમાં વિલક્ષણતા કે શૌર્ય કયાંથીજ હોય? જે પવિત્ર ભૂમિમાં વિશ્વામિત્રાદિ જેવા નિર્મળ બુદ્ધિ અને નિર્મળ જ્ઞાન રૂપી તેજથી જાણે સૂર્યજ હોયની? તેવા સમ રૂષિઓ પોતાના પવિત્ર પાદ પદ્મથી પૃથ્વિને પવિત્ર કરી ગયા છે, જે પવિત્ર ભૂમિમાં કાલિદાસાદિ ઉત્તમોત્તમ અતુલ્ય નવ રત્નોએ સદાકાલ માટે ગ્રંથરૂપી પ્રભાથી આર્ય શબ્દને સંસ્કારી કરી આર્યભૂમિને દેદીપ્યમાન કરી મુકી છે. જે પવિત્ર ભૂમિનો ભોજરાજા જેવા દાનેશ્વરી, કર્ણ જેવા દાતાર અને યુધિષ્ઠિર જેવા સત્યવાદીએ રાજ્યદંડથી સ્પર્શ કર્યો છે, તેજ આર્યભૂમિમાં પરતંત્રતા અને દુરાચારના બંધનથી સંકલાએલા

---

1 અજ્ઞાન.

આર્ય પુત્રો ધર્મ ભ્રષ્ટ, કર્મ ભ્રષ્ટ અને નીતિ ભ્રષ્ટ થઇ સૌ શિથિલ્યથી થતી શાંતિનું આસ્વાદન કરવા હતભાગ્ય[1] બન્યા છે. તે શું ઓછું ખેદ યુકત અને વિસ્મયોત્પાદક છે.? રે! ભારત વાસીઓ, વિચરો અને જાગૃત થાઓ! વિસ્મૃત થઇ નિદ્રાધિન ન થાઓ! જ્યારે ઉન્નતિ અને ઉત્કર્ષ કરવો- એ આપણાજ હાથમાં છે, કેમકે જ્યારે તે બન્ને સુકર્મ ઉપર આ ધાર રાખે છે, જ્યારે સુકર્મ સ્વભાવનોજ આશ્રય ધરે છે ત્યારે કર્તવ્ય શું છે.? શું કરવાથી પુનઃ ઉદય, પુનઃ રિદ્ધિ અને પુનઃ સિદ્ધિ પ્રાપ્ત થાય તેનો મુહુર્મુહુ[2] વિચાર કરી એકય-તાથી ઝંપલાવો! મથો સર્વે એક યત્ને પોતાની દરિદ્ર અ-વસ્થા કાપવાને અને કરો ઐકય ધર્મનું અને સુકર્મનું! બોધો તેઓને કે જેઓ અજ્ઞાનરૂપી અંધકારથી અનીતિના અગાધ ખાડામાં ગબડી પડ્યા છે અને જેઓને સદસત્‌નો પંથ સુઝતો નથી! જ્યારે મનુષ્યરૂપે આ શરિર ધારણ કર્યું છે, જ્યારે હસ્ત પાદાદિ દશ ઇંદ્રિયો અને અંતઃકરણ, મન બુદ્ધિ આદિ અંતઃકરણ પંચક તત્વો કરૂણાનિધિ કર્તાની કૃપાથી પ્રાપ્ત થયાં છે, જ્યારે ઉત્તમ સંગ, ઉત્તમ અધ્યયન, અને ઉત્તમ પ્રયત્નમાં ઉત્સુક થઇ તેની સાથે યુકત થવાની

---

૧ નશીબના ફુટયા. દુર્ભાગ્ય. ૨ ઘડીએ ઘડીએ.

રણા પરમેશ્વરે આપણામાં પ્રેરેલી છે, જ્યારે પશ્વાદિ પ્રાણીઓ કરતાં આપણી સ્થિતિ અત્યુત્તમ છે, જ્યારે દુઃખની નિવૃત્તિ ને સુખની પ્રાપ્તિ કરવી એજ આપણો મહાશય છે, જ્યારે સુધર્મમાં અને સુકર્મમાં જોડાવાથીજ એ સર્વ અલભ્ય લાભ આપણાથી લેવાઇ શકાય છે, ત્યારે હે! આર્ય વિરાઓ, ક્ષણ પણ ઢિલ કર્યા વિના, લાલચ તૃષ્ણાદિ દુષ્ટ દુર્ગુણોના પંજામાંથી મુકત થઇ, ઉત્તમોત્તમોચ્ચતા પ્રાપ્ત કરવા, ઉત્તમોત્તમકિર્તિ પ્રભા વિસ્તારવા, શ્રી રામચંદ્ર જેવા ગુણી પુરૂષોનો પ્રસંગે પ્રસંગે, પ્રત્યેક કાર્યમાં, પ્રત્યેક વિચારમાં અને પ્રત્યેક વિષયમાં તેના અનુકારી કે અનુગામી થઇ સૌશીલ્યને શરણ થતાં અખંડ જય વિસ્તારો! અને ફરી એકવાર આ આર્યસ્થાનને પ્રાચિન જાહો જલાલીના શિખિર ઉપર વિરાજમાન કરવા સમર્થ થાઓ! સર્વાન્તર્યામિ નિયંતા પરિબ્રહ્મ પરમેશ્વર તમને સાહાય કરો! સુખને સતેજ કરનારં તથા સૌશીલ્યને સ્થાપનાર નીતિ રૂપી ભાનુ[1] પોતાના ભાનુ[2] સર્વત્ર વિસ્તારો! તથાસ્તુ!

હરિણી.

મન કુસુમને. ખીલાવીને સુશીલ સલીલથી,[3]

---

૧ સૂર્ય. ૨ કીર્ણ ૩ સુશીલરૂપી વાણી.

શમ દમ રૂપી, કયારા બાંધી, સુબુદ્ધિ બળે મથી;
હૃદય વનમાં, બીજો રોપો, પ્રયત્ન પુરો કરી;
મધુર ફળ આ, જન્મે લેવા, શરીર રૂડું ધરી. ૨૦

## વસંતતિલકાવૃત.

આ આર્યસ્થાન, સુરધામ, મહાભિરામ!
તેમાં ધરી શરીર ઇંદ્રી તથા તમામ.
કાં કૃત્ય કુત્સિત કરો? નહિ કાં વિચારો?
આર્યો! સુકાર્યથી અનાર્યપણું નિવારો. ૨૧

જયાં રામચંદ્રજી સમાન સુચંદ્ર છાજયા,
જયાં ભૂપ વિક્રમ સમા ભુપતિ વિરાજયા;
જયાં ભોજ રાજ ભિડ ભાળિ ભગાડનારો?
આર્યો! સુકાર્યથી અનાર્યપણું નિવારો. ૨૨

જયાં શ્રેષ્ટ સદગુણ જયે કરતો નિવાસ
જયાં નેષ્ટ દુર્ગુણ તણી નહતી કુવાસ
જયાં જ્ઞાન પિયુષ ભર્યો મધુ ગ્રંથ કયારો
આર્યો! સુકાર્યથી અનાર્યપણું નિવારો. ૨૩

કીર્તિ પ્રભા દશ દિશે પ્રસરેલ જેની
કો' કોણ આજ તુલના કરનાર તેની?

સ્તુતિ કરે હજી વિદેશીજનો હજારો!
આર્યો! સુકાર્યથી અનાર્યપણું નિવારો. ૨૪
નીતિ તણી પ્રીતિ વિશે વળી જેમજેનું
જાણે ન આ સમયમાં જરિ નામ તેનું
કુનીતિ ચક્ર થકી પાર ન થાય આરો
આર્યો! સુકાર્યથી અનાર્યપણું નિવારો. ૨૫
હાં! હાં! હવે સમજી જાગૃત સર્વ થાઓ
રૂડાં સસિદ્ધ જય મંગળ ગીત ગાઓ
રોપીરણે વિજય સ્તંભ કરો ખુંખારો!
આર્યો! સુકાર્યથી અનાર્યપણું નિવારો. ૨૬
પારૂષ્ય ત્યાગી પરદ્રોહ તથા વિદારી
સૌશિલ્ય શાહી, પરમાર્થપણું પ્રસારી
સત્સંગ રંગ ધરિ અંગ ઉમંગ ધારો
આર્યો! સુકાર્યથી અનાર્યપણું નિવારો. ૨૭
ષટ્ ચતુતાપિ, ષટ્ સંપતિ મેળવીને
સચ્છાસ્ત્ર બોધ અનુપાન તથા કરીને
કુતર્ક, ભ્રમ્મર હઠાવી ભ્રમાવનારો
આર્યો! સુકાર્યથી અનાર્યપણું નિવારો. ૨૮
અબ્ધિ ઉર્મિરચિ શૌર્ય વિના હઠે છે .

તે ચંદ્ર શૌર્યની પુનઃ ભરતી ધરે છે;
ઉત્કર્ષ માટ નીતિ શૈર્ય સહુ સુધારો!
આર્યો! સુકર્મથી અનાર્યપણું નિવારો, ૨૯

ઔદાર્યને હૃદયથી અળગું ન રાખો
સાફલ્ય ભાષણ વડે આશિષ્ભાત ભાખો
યત્ને રચો ફરિ ફરી જય માગવાને
આવો! સુકર્મથી અનાર્યપણું જવાને.



## સભા વૃત્તાંત સાર.

પરમેશ્વરના પ્રતાપથી, સ્નેહી વર્ગના સ્નેહથી, સાક્ષર મંડળની કૃપાદ્રષ્ટિથી, તેમજ વિદ્વદ્વર્ગના ઉમંગથી, અમે આજે અમારૂં એક વર્ષ, બાળભાવે, બાળસ્વભાવે, બાળાચારથી, બાળક્રિડામાંથી કંઇ પણ કાળક્રમણ કર્યા વિના, પૂર્ણ કરવા શક્તિવાન થયા છઇએ. યદ્યપિ જે કરવું જોઇએ તે ઇચ્છા પુરી થઇ નથી, અને ઇચ્છા પૂર્વક કરવા શક્તિવાન થયા નથી, તદપિ ગુજરાતિ વર્ગને નીતિનું ઝાંખુ ચિત્ર દર્શાવવા યથામતિ પ્રયાસ કર્યો છે. વિઘ્ને કે નિર્વિઘ્ને, સુખે કે દુખે, સમયે સમયે સંક્રાંતિની ક્રાંતિમાં આવી જઇને, સમયે નિન્દા અને ઇર્ષારૂપી સિંહના પંજામાં ફસાઇ જઇને,

યે ગર્જનાથી કલ્લોલ કરતા મહાસાગરમાં નાવિક વિના નાવનો આશ્રય લઇને, સમયે અઘોર વનમાં પંથ દર્શક વિના અથડાઇને પણ અમે અમારે ધારેલે સ્થાને અતિ પરિશ્રમથી જે જગદીશની મેહેરથી આવ્યા છીએ તેજ જગદીશ અમને તેવો ને તેવો વિજયરંગ દર્શાવવા, પોતાની કૃપામૃત ધારા વર્ષાવશેજ એવો અમને દૃઢ નિશ્ચય છેજ. નીતિની સ્થીતિ, નીતિનું સ્વરૂપ, અને નીતિની આવસ્યકતા દર્શાવિ, અનીતિવાનનો અનીતિરૂપી અંધકાર હઠાવવાં, સભ્યતાની અગત્યતા અર્થે તેમજ ઇર્ષ્યા રાક્ષસીને દેશ નિકાલ કરવા જુસ્સા ભરી વાણીથી આર્યવર્ગને ઝાંખો આભાસ આપતાં, અભિમાન પ્રદેશને ઉજ્જડ કરી અન્તે સોશીલ્પને શરણ થયા છીએ. ક્યાં છે ગુજરાતિઓમાં સ્વચ્છ નીતિનું નિર્મળ જ્ઞાન? જુઓ! તેના આચાર ને વિચાર! તેઓની કરણી રેહેણી નિઃશંક વિલક્ષણ અને વિચિત્ર છે. આગ્રહ, ખંત અને ઉત્સાહ તો નિસ્તેજ અવસ્થામાં કંઇ કંઇ નિરખવામાં આવે છે. પરંતુ સદાગ્રહ અને સદુત્સાહ ભાગ્યયોગે કોઇકજ સ્થળે સંતાઇ રહેલ જણાય છે. વિદ્યાનું વ્યસન અને વાંચન શોક તો કોઇકમાંજ દીઠામાં આવે છે! સ્વપ્રકૃતિને અનુકુળ, વિલાસ વિનોદથી રસેલું કે ગપ્પાં

સપ્પાંથી સંભવાસંભવના વિવેક વિનાની વાતથી ચિતરેલું લખાણ વાંચવાને જન સમૂહનું વલણ જેટલું વળ્યું છે, તેટલું પ્રકૃતિ સુધારણાર્થે ઉગ્ર અને જુસ્સાદાર શિક્ષાથી નિર્મળ લખાણને પ્રકૃતિથી વિરૂદ્ધ હોવાથી નિર્માલ્ય અને નિઃસાર ગણી તે તરફ જન સમૂહમાંથી કોઇનાં મનનું વલણ વળેલું જોવામાં આવતું નથી; તેજ કારણથી કદાપિ અમારો પ્રયત્ન અમારી ચિન્તાના પ્રમાણમાં સાફલ્યતા ન આપે તો છતાં પણ સંતોષ વૃત્તિથી અનેક વિઘ્નો સહન કરીને પણ નીતિનો પ્રસાર કરવા જેવા ઉદ્યોગમાં મચ્યા છીએ, તેવાજ ઉદ્યોગમાં મચવા પ્રભુ અમારામાં સાપ્રેરણા કરે તારે એવી પ્રર્થના કરી અન્તે નીતિપંકજનાં આ પટ્દળ પ્રફુલ્લિત થયાં છે તેની સુવાસ સ્થળે સ્થળે, ખુણે ખુણે, વિસ્તારાય, અને અનીતિ રૂપી અંધકાર નષ્ટ થાય એટલુંજ ઇચ્છી, અમે ષટ્દળ કમળ રૂપી આ પત્રના ચિત્ર ઉપર વારંવાર અવલોકન કરવા અને તેમાં સમાએલ સદ્બોધનો સાર ગ્રહણ કરવા ગુજરાતિ વર્ગને ફરી ફરી વિનવીયે છીએ. એથીજ અમે અમારો મનોરથ ફળીભૂત થયેલો ગણીશું; અને એથીજ અમે અમારો પ્રયત્ન પાર પડેલો ધારીશું; અને એથીજ અમને સર્વશકિતવાન પ્રભુ સ્વાર્થના

નારાપરથી દૂર કરી, પરાર્થના પ્રદેશમાં પહોંચવા શકિત આપશો! પ્રભુ! તારા જય રહો છે; તુંજ અમારાં અંતઃકરણના જાણી પાર પાડવા સમર્થ છે!.

## ષટ દળકમળ પ્રબંધ.